# વીર અભિમન્યુ

- અને -

# ભક્ત પ્રહલાદ

બાળકો માટે બોધદાયક બે વાર્તાઓ



ગોવિંદરાવ દોલતરાય મહેતાજી
માજી હેડ ક્લાર્ક, એજ્યુકેશનલ ઇન્સપેક્ટર,
ઉત્તર વિભાગ.

છપાવી પ્રસિદ્ધ કરનાર:
ચંદુલાલ ચુનીલાલ પરીખ,
ખડાયતા બુકડીપો,
રીલીફરોડ, અમદાવાદ.

કીમત ૦-૬-૦



# બે બોલ

આ લઘુ પુસ્તક બાળકો સમક્ષ મૂકતાં મને અત્યંત આનંદ થાય છે, પુસ્તકમાં વીર અભિમન્યુ અને ભક્ત પ્રહ્લાદની બોધદાયક વાતો દાખલ કરવામાં આવી છે. માતાના ગર્ભમાં બાળકોને જે જે સંસ્કારો પડે તે ઉપર તેના ભાવિનો કેટલો બધો આધાર છે એ સત્ય બંને ઉદાહરણો પુરાં પાડે એમ છે.

વીર અભિમન્યુને માતાના ગર્ભમાં જ વ્યૂહરચના આદિ વાતોના સંસ્કારો મળેલા, અને તેણે બાળકેળવણી પણ તેવીજ લીધી, તો તે એક બાળયોદ્ધા તરીકે અમરનામના પ્રાપ્ત કરી ગયોછે.

વળી ભક્ત પ્રહ્લાદ વિષે તો કહેવુંજ શું ? એક દુષ્ટ અને દુરાત્મા રાક્ષસને ઘેર પ્રભુનો અનન્ય ભક્ત શી રીતે જન્મ ધારણ કરે? એ પણ માતાના ઉદરમાં મળેલા પ્રભુભક્તિના—હરિકથાના સંસ્કાર.

ટુંકમાં આ બંન્ને વાતો બોધક અને રમુજી છે, અને સરળ ભાષામાં યોજના કરીને શુદ્ધિ જાળવવા પ્રયત્ન કર્યો છે એટલું કહેવું બસ થઇ પડશે.

આની પહેલાંની વાર્તાઓ 'એકલવ્ય અને ધ્રુવ' પ્રત્યે મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ, પશ્ચિમ હિંદ એજન્સીના કેળવણી ખાતાએ અને વડોદરા રાજ્યે પોતાની શાળાઓ માટે મંજુરી આપેલી છે. ઉપરાંત સામાન્ય જનસમાજમાં પણ તે આદરને પાત્ર થયું છે, એ જાણી આ પુસ્તક 'વીર અભિમન્યુ અને ભક્ત પ્રહ્લાદ' બાળકોના હાથમાં મુકવાની મને સ્વાભાવિક પ્રેરણા થઈ. આશા છે, કે આ પુસ્તક પણ એટલુંજ આદરને પાત્ર થશે.

ઉપરાંત 'એકલવ્ય અને ધ્રુવ' તેમજ 'વીર અભિમન્યુ અને ભક્ત પ્રહ્લાદ' એ બંને પુસ્તકો છપાવીને પ્રસિદ્ધ કરવામાં ખડાયતા બુક ડીપોના માલિક રા. રા. ચંદુલાલ મણીલાલ પરીખે જે શ્રમ લીધો છે, અને વાર્તાના સાહિત્યને ઉત્તેજન આપ્યું છે તે બદલ તેમનો ઉપકાર માનવો ઘટે છે.

સાંકડીશેરી, ઝુમખીની ખડકી, ગોવિંદાશ્રમ,
અમદાવાદ
વિજ્યાદશમી: સં. ૧૯૮૩

ગોવિંદલાલ દોલતરાય મહેતા
['સુધા-સુંદરી' 'એકલવ્ય અને ધ્રુવ' વિગેરેના કર્તા]



# વીર અભિમન્યુ

અને

# પ્રલ્હાદ.

## પ્રકરણ ૧ લું.

### પાંડવો અને કૌરવો.



પ્રાચીન સમયમાં આપણી દેવભૂમિ ઉપર ચંદ્રવંશી ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓની રાજ્યનીતિ એવી સુંદર હતી કે દેશ ધનધાન્ય ને હુન્નરકળાથી આબાદ હતો. આ ચંદ્રવંશી રાજાઓમાં પાંડુ ને ધૃતરાષ્ટ્ર એ ભાઇઓ થયા.

પાંડુના પુત્રો પાંડવો કહેવાયા, ને ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવો કહેવાયા.

પાંડવો પાંચ ભાઇઓ હતા. તેઓ ઉમદા ચારિત્ર્યવાન ને શુરવીર રાજકુમારો હતા. તેમના સદ્ગુણો ને વીરતાથી તેઓ વખણાતા હતા, ને આજે પણ આખા દેશમાં તેઓ પુજાય છે. પાંચ ભાઇઓમાં મોટા યુધિષ્ઠિર હતા. સત્યપાલન, શુદ્ધ આચરણ અને ન્યાયપરાયણતાને લીધે લોકો તેમને ધર્મરાજા કહેતા. દુશ્મનને પણ તે દુશ્મન ગણતા નહિ. ખરેખર તે દુશ્મનની પણ સેવા કરવાને તત્પર રહેતો. તેમના આ ગુણને લીધે તેમને અજાતશત્રુ કહેતા. યુધિષ્ઠિરથી નાનો ભીમદેવ હતો. તે ઘણોજ બળવાન હતો: ને ગદાયુદ્ધ અને મલ્લકુસ્તી કરવામાં એક્કો હતો. ઘણા સમર્થ રાક્ષસોનો તેણે નાશ કર્યો હતો. ત્રીજો ભાઇ અર્જુન હતો, જે આપણી વાર્તાના નાયક અભિમન્યુનો પિતા હતો. અર્જુન મહા પરાક્રમી બાણાવળી હતો. અર્જુન જેવો સમર્થ બાણાવળી કોઇ થયો નથી ને થશે પણ નહિ. દેવો પણ અર્જુનના ગાંડિવ ધનુષથી ડરતા હતા. ચોથો ભાઈ સહદેવ ઉત્તમ પ્રકારનો યોદ્ધો હતો એટલુંજ નહિ પણ પ્રખ્યાત જ્યોતિષશાસ્રી ને ત્રિકાળજ્ઞાની હતો. પાંચમો ભાઇ નકુળ પણ પરાક્રમી યોદ્ધો હતો, અને અશ્વપરીક્ષામાં નિપુણ હતો. પાંડુ રાજાને બે રાણીઓ હતી. કુંતા અને માદ્રિ. યુધિષ્ઠિર, ભીમ ને અર્જુન એ કુંતાના પુત્રો હતા અને સહદેવ અને નકુળ એ માદ્રિના પુત્રો હતા.

કૌરવો સો ભાઈઓ હતા. તેઓ સઘળા બળવાન હતા પણ દુષ્ટબુદ્ધિવાળા હતા. તેમાં મોટો દુર્યોધન હતો. દુર્યોધન સમર્થ યોદ્ધો હતો ને ગદાયુદ્ધમાં ભીમની પણ બરોબરી કરે તેવો હતો. પણ તે મિથ્યાભિમાની ને મહા-

ન્મત્ત હતો. ડાહ્યા માણસોની સલાહ તેને રૂચતી નહિ, અને દરબારના હલકી વૃત્તિના સલાહકારોની શિખામણ પ્રમાણે વર્તતો. તેનો મુખ્ય સલાહકાર તેનો મામો કંદહારના રાજાનો પુત્ર શકુનિ હતો. તે સમયે કંદહારનો પ્રદેશ જે હાલ અફઘાનિસ્તાન ને ઇરાન નામે ઓળખાય છે તે હિંદુસ્તાનના કબજામાં હતો. દુર્યોધનથી નાનો દુઃશાસન હતો. તે પોતાના મોટાભાઇની આજ્ઞામાં રહેતો. જાતે શુરવીર યોદ્ધો હતો પણ તેનામાં ક્ષત્રીના ઉચ્ચ ગુણોની ખામી હતી; તે પણ દુર્યોધનની પેઠે પાંડવો પ્રત્યે ઈર્ષાભાવ રાખતો. દુર્યોધન ને દુઃશાસન નાનપણથીજ પાંડવોનાં વખાણ સાંભળી ઈર્ષાગ્નિથી બળતા રહેતા, ને તેમનો નાશ કરવાને અનેક પ્રકારની યુક્તિઓ ઘડયા કરતા. બીજા નાના ભાઈઓ પણ બધા દુર્યોધન ને દુઃશાસનને પગલે ચાલનારા હતા. સો ભાઇઓમાં એકલો યુયુત્સુ ભિન્ન પડતો હતો. તે પોતાની સત્યપરાયણતાથી પ્રકાશતો હતો. તેને પોતાના ભાઈઓની શઠવૃત્તિ બીલકુલ ગમતી નહિ. તે તેમના દુર્ગુણોને લીધે તેમને ધિક્કારતો હતો. આ સો ભાઈઓનો પિતા ધૃતરાષ્ટ્ર જન્મથી આંધળો હતો, તેથી રાજ્ય કરવાને લાયક ન હતો; પણ તે મોટો હતો તેથી તેને રાજ્યાસન પર સ્થાપિત કરી તેના નાના ભાઈ પાંડુએ આખું રાજ્ય સંપાદન કર્યું હતું. તાબાના રાજાઓ જે બંડખોર થયા હતા તેમને તેણે વશ કર્યા, અને બીજા મુલકો જીતી તેણે હસ્તિનાપુરને ભારતવર્ષનું પાટનગર બનાવ્યું હતું. પાંડુની બે પત્નીઓ પૈકી માદ્રિ તેની પાછળ સતી થઇ હતી, ને કુંતાજીએ પાંચે પુત્રોને ઉછેરીને મોટા કર્યા હતા. પાંડવોમાં

જે આદર્શ ગુણો ઝળકી રહ્યા હતા, ને જેને લીધે હિંદુ જનતા આજે પણ તેમને સંભારે છે તે ગુણો કુંતાજીએ જ પાંડવોમાં દાખલ કર્યા હતા.

પાંડુના પરિશ્રમથી મેળવેલું રાજ્ય ધૃતરાષ્ટ્રને એકલા ભોગવવું રૂચ્યું નહિ, તેથી પાંચે પાંડુપુત્રો મોટા થયા ત્યારે તેમને રાજ્યમાંથી જુદો ભાગ કાઢી આપ્યો ને તેની રાજ્યધાની તરીકે ઇંદ્રપ્રસ્થ નામનું નગર બાંધ્યું. ત્યાર બાદ પાંડવો ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય કરવા ગયા. આપણી વાર્તાના નાયક અભિમન્યુનો જન્મ ઇંદ્રપ્રસ્થમાં થયો હતો.

---

## પ્રકરણ ૨ જું.

---

### અર્જુન ને સુભદ્રા.

ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા પછી પાંચ પાંડવ ભાઈઓ પૈકી અર્જુનને કારણવશાત્ દેશાટન કરવા જવું પડ્યું. ફરતાં ફરતાં તે દ્વારિકામાં ગયો. તે યોગીના વેશમાં હતો, પણ તેના મિત્ર કૃષ્ણદેવે તેને તરતજ ઓળખ્યો. તેનો છુપો વેશ ખુલ્લો ન કરતાં પોતાને ત્યાં મહેમાન તરીકે રાખ્યો. કૃષ્ણદેવને સુભદ્રા નામની બેન હતી. કૃષ્ણને સુભદ્રાપર અત્યંત પ્રીતિ હતી, ને કૃષ્ણદેવે બેનને સર્વ પ્રકારનું ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. સુભદ્રા સ્વરૂપવાન, ચતુર ને આદર્શ ક્ષત્રિય બાળા હતી. તેને ઘોડે બેસતાં ને બાણ ફેંકતાં પણ શ્રી કૃષ્ણદેવે શીખવ્યું હતું. પોતાને હાથે શિક્ષણ પામેલી

બેન સુભદ્રાને લાયક પતિ મળે તેને માટે કૃષ્ણદેવ અહર્નિશ ચિંતા કરતા. તેવામાં અર્જુન દ્વારિકામાં જઈ પહોંચ્યો. અર્જુનનું શિક્ષણ, તેનું ઉચ્ચ કુળ, પરાક્રમ ને સૌંદર્ય વગેરે જોતાં સુભદ્રાને લાયક વર તેજ હતો તે કૃષ્ણદેવ સમજતા હતા. સુભદ્રા પણ અર્જુનના રૂપગુણ પર મોહી પડી, ને અર્જુનને મનથી પરણી ચૂકી; પણ તેમના લગ્નમાં કૃષ્ણદેવના મોટા ભાઇ બળરામ હા પાડે તેમ ન હતું. તેનું કારણ એક તો તે અર્જુનને ઓળખતા ન હતા, તથા સુભદ્રા ભારતવર્ષના ચક્રવર્તી રાજાની રાણી થાય તેમ જોવા ઈન્તેજાર હતા, ને હસ્તિનાપુરના ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને પરણે તોજ તેમની ઇચ્છા પાર પડે તેમ હતું. આ પરિસ્થિતિ જોતાં કૃષ્ણદેવે અર્જુનને સુભદ્રાનું હરણ કરીને લઇ જવાની સલાહ આપી. તે સમયમાં ક્ષત્રી રાજાઓમાં કન્યાનું હરણ કરીને લઈ જઇ પછી તેની સાથે લગ્ન કરવું તેવો રિવાજ હતો. તેમાં કોઇ પણ પ્રકારનું કલંક ગણાતું નહિ, પણ ક્ષત્રીનું પરાક્રમ સાબીત થતું; કેમકે કન્યાના સગાઓ કન્યાને છોડાવી લાવવાને તેની પાછળ પડતા. તે સર્વને હરાવી શકે તેવો સમર્થ હોય તેજ કન્યાનું હરણ કરી જવાની હામ ભીડતો, ને એ પ્રમાણે તેનું સામર્થ્ય જોઇને કન્યાનાં માબાપ પણ રાજી થતાં, ને રાજીખુશીથી કન્યાદાન કરતાં. અર્જુનને પણ તેમજ થયું. જ્યારે બળરામે જાણ્યું કે સુભદ્રાને લઇને અર્જુન જાય છે ત્યારે તેમણે તેની ઉપર આક્રમણ કર્યું. એક પ્રચંડ યુદ્ધ થયું, તેમાં અર્જુનની વીરતા જોઇને બળરામ પણ પ્રસન્ન થયા. છેવટે શ્રીકૃષ્ણદેવ વચમાં પડયા/

ને સમજણ પાડી કે સુભદ્રાને લાયક અર્જુન જેવો બીજો કોઈજ નથી, ને પોતે પણ સુભદ્રાનાં લગ્ન થાય તેમજ ઇચ્છે છે. શ્રી કૃષ્ણનો આવો મત જોઈને બળરામે પણ અનુમતિ આપી, ને અર્જુન તથા સુભદ્રાનાં લગ્ન થયાં.

આ પ્રમાણે અર્જુન શ્રી કૃષ્ણદેવની બેનને પરણવાને ભાગ્યશાળી થયો. અત્રે શ્રી કૃષ્ણનું વધારે ઓળખાણ આપવાની જરૂર છે. શ્રી કૃષ્ણ ઘણાજ પરાક્રમી હતા. પોતાની કૌમાર અવસ્થામાં પણ તેમણે કેટલાક બળવાન રાક્ષસોનો નાશ કર્યો હતો. મથુરાનો રાજા કંસ શ્રી કૃષ્ણનો મામો હતો. કંસ રાજા ઘણોજ જુલમી હતો, ને તેના જુલમથી રૈયત કચરાઇ જતી હતી. તેણે ઘણા રાજાઓને જીત્યા હતા, ને તેમને પોતાને ત્યાં કારાગૃહમાં રાખ્યા હતા. શ્રી કૃષ્ણનાં પિતામાતા, વસુદેવ ને દેવકી પણ કંસના કેદખાનામાં હતાં. એવી આકાશવાણી થઇ હતી, કે દેવકી ને વસુદેવનો આઠમો પુત્ર કંસને મારશે ને ધર્મ રાજ્યનું સ્થાપન કરશે. તે સાંભળીને કંસે પોતાની બેન ને બનેવીને કેદમાં રાખ્યાં હતાં, ને તેમના બાળકનો જન્મ થાય કે તરતજ તે પ્રાણ લેતો. આ પ્રમાણે કંસે વસુદેવ ને દેવકીના સાત પુત્રો મારી નાખ્યા હતા. હવે આઠમા પુત્રનો જન્મ થયો. પુત્રના પિતાને ફીકર થઇ કે કંસ સવારમાં વાત જાણશે એટલે તેનો નાશ કરશે, તેથી રાત્રે ને રાત્રે પુત્રને બીજે સ્થળે મૂકી આવવાનો નિશ્ચય કર્યો. દેવવાણી સાચી પડવાની તેથી સર્વ ચોકીદારો તે વખતે ઊંઘી ગયા હતા. વસુદેવે બાળપુત્રને એક ટોપલીમાં મૂકયો, ને મધ્ય રાત્રે કારાગૃહ તોડી બહાર નીકળ્યા. જમના નદી

ઓળંગીને સામી પાર મૂકી આવે તોજ બાળક નિર્ભય જીવી શકે. તેથી નદી ઓળંગવાનો નિશ્ચય કર્યો. વરસાદ પડતો હતો, રાત્રી ગાઢ અંધકારમય હતી, ને જમનાજીમાં પૂર ચઢયાં હતાં. આ વખતે પુત્રપ્રેમથી ઉન્મત્ત થએલા વસુદેવે જમનાજીમાં ઝંપલાવ્યું, ને પૂર તરીને બાળકને લઇને સામી પાર પહોંચી ગયા. ત્યાં જઇને ગોકુળ નામના એક નાનકડા ગામમાં તેમના એક ભરવાડ મિત્ર નંદને ઘેર જઇને બાળપુત્ર સોંપ્યો. નંદની સ્ત્રી જશોદાને તે સમયે પુત્રી જન્મી હતી. આ પુત્રી નંદ અને જશોદાએ આપી, ને વસુદેવના પુત્રને લીધો. પુત્રીને સવારમાંજ કંસરાજા મારશે, તે નંદ અને જશોદા જાણતાં હતાં પણ મિત્રપ્રેમને વશ થઇને તેમણે પુત્રીને મરણના મુખમાં સોંપી. તેમના હૃદયમાં પણ કાંઇ દૈવી પ્રેરણા થઈ હતી કે પુત્રીને કાંઈ થવાનું નથી, ને જે પુત્રને તે ઉછેરવાનાં છે, તે અધર્મનો નાશ કરશે, અને દીનનો બેલી થશે. આ પુત્ર તેજ શ્રીકૃષ્ણદેવ. શ્રીકૃષ્ણદેવનું સૌંદર્ય અનુપમ હતું. તે ઘણાજ મસ્તીખોર હતા. આખું ગોકુળ ગામ આ નાના બાળકને જોઇને જીવતું, ને તેની પાછળ ગાંડુઘેલુ થઇ ગયું હતું. સૂર્ય સમા તેજસ્વી ને પરાક્રમી બાળકની કીર્તિ સાંભળી કંસરાજાને થયું કે તેનો ભાવિ દુશ્મન તે બાળકજ હતો. વસુદેવ પુત્રને બીજે ઠેકાણે મૂકી આવ્યા છે, તેવો તેને વહેમ પડયો હતો; કારણ કે જ્યારે કંસે સાંભળ્યું કે દેવકીને પુત્રીનો જન્મ થયો છે ત્યારે તે કારાગૃહમાં આવ્યો ને પુત્રીને પત્થર સાથે પછાડી મારી નાખવા હાથમાં લીધી; પણ તે પુત્રી તેના હાથમાંથી છટકી ગઈ ને આકાશમાં ચઢી ગઇ. પછી

આકાશવાણી થઈ કે તને મારનાર દુનિયામાં જન્મી ચૂકયો છે, ને તારા પાપનો ઘડો હવે ભરાઇ ગયો છે. આ સાંભળી કંસે પોતાના ગુપ્તચરોને ચારે દિશામાં મૂકી દીધા, ને કોઇ પણ સ્થળે કોઇ તેજસ્વી બાળક વિષે ખબર સાંભળતો. તો તે તેનો નાશ કરાવી દેતો. આને લીધે બાળકૃષ્ણ અનેક વખતે ભયમાં આવી જતા પણ તે તો સાક્ષાત્ પ્રભુનો અવતાર હતા, એટલે કંસનાં માણસો કૃષ્ણને કાંઇ કરી શકયાં નહિ. કૃષ્ણદેવ જ્યારે કંઈક સમજણમાં આવ્યા ત્યારે પોતાનાં માતાપિતા કારાગૃહમાં કષ્ટ ભોગવે છે તે સાંભળી તેમને ઘણુંજ દુઃખ થતું. તેમણે બ્રહ્મચર્ય ને કસરતથી શરીરને ઘણુંજ બળવાન કર્યુ. કંસ જેવા દુશ્મનનો નાશ કરી શકે તેવી શક્તિ કેળવી ને પછી બાર વર્ષની ઉંમરે શ્રીકૃષ્ણ મથુરામાં ગયા, કંસને માર્યો, ને પોતાનાં માતા-પિતા તથા બીજા ઘણા દુઃખી રાજાઓને કંસના ભયમાંથી મુક્ત કર્યા. પછી કંસની ગાદી ઉપર તેના બાપને બેસાડી પોતે દ્વારિકા ગયા.

દ્વારિકાના ક્ષત્રિયો યાદવ કુળના કહેવાતા. યાદવો બહાદુર ને સાહસિક હતા. તેમના આગેવાન તરીકે હવે શ્રીકૃષ્ણ હતા. શ્રીકૃષ્ણ મહાસમર્થ યોદ્ધા હતા, ને જબરા મુત્સદ્દી હતા. તેમણે જોયું કે અનેક રાજાઓ થવાથી દેશના ઘણા ભાગલા પડી ગયા છે, ને તેમના જુલમથી પ્રજા ત્રાસી ગઈ છે. સર્વત્ર ભય, જુલમ ને ત્રાસ વર્તી રહ્યો છે; દુઃખ ને અજ્ઞાનનું સામ્રાજ્ય ફેલાઈ રહ્યું છે. દુષ્ટ ને સ્વાર્થી રાજાઓ પ્રજાના સુખનો વિચાર કરતાજ નથી, ને સાધારણ બાબતમાં માંહોમાંહે લડી પડે છે; તેથી આ દુષ્ટ ને અહંકારી

રાજાઓનો નાશ નહિ થાય ત્યાં સુધી ભારતવર્ષની પ્રજા સુખી થશે નહિ. તે સમયે લાહોરનો રાજા જરાસંઘ, હસ્તિનાપુરનો દુર્યોધન ને તેના ભાઇઓ, ચંદેલી રાજા શિશુપાળ ને તેનો ભાઇ દંતવક્ર એમ અનેક જુલમી રાજાઓ હતા. આજે પણ હિન્દુ જનતા તેમને રાક્ષસ કહીને સંબોધે છે, ને ધિક્કારે છે. કૃષ્ણદેવે નિશ્ચય કર્યો કે સર્વ દુષ્ટ રાજાઓની જાળને છોડી નાખી ભારતવર્ષમાં એક ધર્મરાજ્ય સ્થાપન કરવું, ને એક કેન્દ્રસ્થ રાજ્યની આણમાં આખા દેશને લાવવો. પોતાનાં બળ, બુદ્ધિ તો તેમણે આ નિશ્ચયની પાછળ વાપર્યાં. કંસને તો તેમણે માર્યોજ હતો અને બાકીનાનો પણ તેમણે નાશ કર્યો, અગર બીજાને મદદ આપી નાશ કરાવ્યો. ભારતીય સામ્રાજ્યમાં ધર્મરાજ્ય પ્રવર્તાવ્યું, ને અધર્મનો નાશ કર્યો. આવા મુત્સદ્દી ને સમર્થ મામાના ભાણેજ થવાનું મહદ્ભાગ્ય સુભદ્રાના પુત્ર અભિમન્યુને પ્રાપ્ત થયું હતું.

આપણે આગળ જણાવ્યું તેમ શ્રીકૃષ્ણદેવે સુભદ્રાને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન, બાણવિદ્યા, અશ્વારોહણ, અસાધારણ ચતુરાઇથી રથ હાંકવાનું કામ વગેરે સર્વ પ્રકારનું શિક્ષણ આપ્યું હતું. પોતાના ભવ્ય આદર્શો ને મહાન્ પરાક્રમોની વાતો શ્રીકૃષ્ણદેવ બેન આગળ કહેતા ને સુભદ્રામાં પણ તેવાંજ મહાન્ કાર્યો કરવાની ઈચ્છા જાગૃત કરતા. સુભદ્રા શ્રીકૃષ્ણના આદર્શોને સમજતી ને પ્રોત્સાહન આપતી. વળી તેવાજ આદર્શો તે પોતાના સ્વામિ આગળ રજુ કરતી તથા પોતાને પુત્ર થાય તો તેને પણ આવાજ મહાન્ આદર્શો પાર પાડવા લાયક બનાવવો તેવા કોડ તે ધરાવતી. વખત

જતાં સુભદ્રા સગર્ભા થઈ. પ્રસૂતિનો સમય અસાધારણ રીતે લંબાયો ને સુભદ્રા કષ્ટથી પિડાતી હતી, તેથી તેનું દુઃખ ભુલાવવા કૃષ્ણદેવ બેન પાસે બેસી તેને રૂચતી વાતો કરતા. સુભદ્રાને યુદ્ધની વાર્તાઓ સાંભળવામાં ઘણો રસ પડતો, તેથી શ્રીકૃષ્ણદેવ યુદ્ધનાં વર્ણનોની વ્યૂહની રચનાઓ વર્ણવતા, જે સાંભળી સુભદ્રા પોતાનું દુઃખ ભૂલી જતી. ગર્ભ રહેલો હોય તે સમયે માતાની જે મનોદશા હોય તેવા ગુણોનાં બીજ બાળકમાં રોપાય છે. તદનુસાર અભિમન્યુમાં યુદ્ધ વાંચ્છનાનું બીજ માતાના પેટમાં હતો ત્યારથીજ રોપાયું. આખરે સુભદ્રાને પેટે બાળકનો જન્મ થયો. તેજ આપણી વાર્તાનો નાયક અભિમન્યુ. સુભદ્રાએ પોતાના પુત્રમાં મહાન કાર્ય કરવાની ભાવનાઓ કેમ પ્રકટાવી, તેના જગવિખ્યાત શુરવીર પિતાએ તેને કેવી કેળવણી આપી, તેના વિશ્વવંદ્ય મામાએ તેને કેવા લાડ અને કોડથી તાલીમ આપી, ને તેમની સર્વની ઇચ્છાઓ કેવી રીતે અભિમન્યુએ પુરી પાડી તે આપણે હવે પછી જોઇશું.

---

## પ્રકરણ ૩ જું.

---

### કુમાર અભિમન્યુ.

પાંડવ ભાઈઓમાં અભિમન્યુ પ્રથમ પુત્ર હતો, તેથી કુટુંબનાં બધાં માણસો તેને લાડ લડાવતાં. યુધિષ્ઠિર તેને પ્રેમથી ખોળામાં બેસાડતા અને નીતિનું શિક્ષણ આપતા.

ભીમ જે પોતાનો ઘણો વખત કસરત ને મલ્લકુસ્તી કરવામાં ગાળતો તે અભિમન્યુને કુસ્તી કરવા બોલાવતો. તે તેનાથી હારી ગયો હોય તેવો દેખાવ કરતો. નકુલ તેને પોતાની સાથે ઘોડે બેસાડી ફેરવતો. સહદેવ પણ અભિમન્યુ સાથે અનેક બાળ રમતો રમતો ને નવી નવી રમતો શીખવતો. અભિમન્યુ ઘણો રમતિઆળ હતો, ને બાણ મારવાની, ધનુષ્ય બનાવવાની વગેરે અનેક રમતો રમતો. આવી રમતમાં દ્રૌપદી ને સુભદ્રા રસ લેતાં ને તેને તાલીમ આપતાં. પાંડવોની વૃદ્ધ માતા કુંતાજી તો અભિમન્યુને જોઇનેજ જીવતાં. સેવાપૂજાના વખતથી પરવારી વૃદ્ધ કુંતાજી અભિમન્યુની સારવાર કરતાં, વૃદ્ધ વડવાઓનાં પરાક્રમો ને યુદ્ધોનાં વર્ણનો અભિમન્યુને સંભળાવતાં, ને એવાંજ પરાક્રમ કરવાની હોંસ તેનામાં જાગૃત કરતાં. મા ! મા ! હું મોટો ચક્રવર્તી રાજા થવાનો છું ! એમ અભિમન્યુ કહે ત્યારે કુંતાજી તેને હર્ષથી છાતી સરસો ચાંપતાં. આટલી બધી માવજત અને આટલાં બધાં લાડથી બીજું કોઇ સાધારણ બાળક તો જરૂર બગડી જાય, પણ અર્જુન ને સુભદ્રાનો પુત્ર અભિમન્યુ સંસ્કારી ક્ષત્રી બાળક હતો, અને એક પ્રેમાળ ને ચતુર માતાનેજ છાજે એવી રીતે સુભદ્રા બાળકની દરેક રીતભાત પર નજર રાખતી. તેની ખોટી વાસનાઓને મૂળમાંથીજ અટકાવતી ને દરેક સારા વિચાર ને સારી લાગણીને ઉત્તેજન આપતી. તેનો બાપ અર્જુન પણ તેની પુષ્કળ કાળજી રાખતો, પુત્ર ઉપર તેને પારાવાર સ્નેહ હતો છતાં તેને કદી લાડ લડાવતો નહિ. વાતેવાતમાં અર્જુન પુત્રને કહે કે તારે તારા કાકા જેવા

પરાક્રમી ને તારા મામા જેવા તેજસ્વી થવાનું છે. અભિમન્યુ એવાં ઉત્તેજનનાં વેણુ સાંભળી પોતાના યશસ્વી બાપ, કાકા ને મામા જેવો થવાનો પોતાના બાળ મનમાં નિશ્ચય કરતો.

અભિમન્યુ આગળ તેનાં માબાપ આવા ઉચ્ચ આદર્શો મૂકતાં ને તેવા આદર્શો ઝીલવા સમર્થ થાય તેવી રીતે તેના તન, મન ને બુદ્ધિને કેળવતાં. તેના જીવનની સાધારણ બાબત પર પણ નજર રાખતાં. તેની ભૂલો સુધારતાં ને તેનામાં માલમ પડતા હલકા મનોરથો ને દુર્બળતાઓને દબાવતાં. હમેશાં સારાં આચરણ ને શુદ્ધ વિચાર તરફ તેનું મન વાળતાં.

સુમિત્ર નામના બાહોશ સારથીને અભિમન્યુનો રથ હાંકનાર તરીકે નીમ્યો. એ વખતમાં સારથીઓ રથ હાંકી જાણતા એટલુંજ નહિ પણ યુદ્ધકળામાં પણ નિપુણ હતા, ને સારથીનો દરજ્જો પણ ઉંચો ગણાતો. કારણ તેની કુશળતાને લીધે રથમાં બેસી લડનાર યોદ્ધો ફાવી શકતો. મહાભારતના યુદ્ધમાં એણે અર્જુનનો રથ હાંકવાનું માથે લીધું હતું, જે દેખાડી આપે છે કે સારથીનો દરજ્જો હલકો ન હતો. સુમિત્ર પણ વ્યવહારકુશળ, સર્વ વિષયોથી જ્ઞાત અને ઉત્તમ પ્રકારે રથ હાંકી જાણતો. આવા કુશળ સારથીના હાથે અભિમન્યુને કેટલુંક પ્રાથમિક શિક્ષણ મળ્યું. સુમિત્ર તેને દરરોજ નગર બહાર રથમાં બેસાડી ફરવા લઈ જતો, ને ઝાડપાન, પશુ, પંખી, નદી, પહાડ, ખેતર, પાધર એ સર્વ બાબતોનું તેને વાતેવાતમાં જ્ઞાન આપતો.



# પ્રકરણ ૪ થું.

## વિદ્યાભ્યાસ.

સવારમાં વહેલા આવીને સુમિત્રે અનુચર મારફતે ખબર મોકલી કે અભિમન્યુને કહો કે યમુનાજી જવાને ઝટપટ તૈયાર થઈને બહાર આવે. આજે તો મોડું થઈ ગયું છે. અશ્વો જોડીને રથ તૈયાર કર્યો છે, ને ગુરુજી પણ આવીને રથમાં બિરાજ્યા છે.

અનુચર ખબર આપવા અભિમન્યુના શયનગૃહ તરફ ગયો, પણ તેને સંદેશાની જરૂર ન હતી. તે તો કયારનો તૈયાર થઇને બેઠો હતો. માથા પર મુગટ મૂકીને તથા ધનુષ ઉપાડીને તે બહાર આવ્યો, ને સુમિત્રને કહેવા લાગ્યો, સુમિત્ર ! આજે તમારે મોડું થયું છે, હું તો કયારનો તમારી વાટ જોતો બેસી રહ્યો છું, ને મારો પાઠ તૈયાર કરૂં છું.

આજે હું જરા મોડો જાગ્યો એમ કહી સુમિત્રે અભિમન્યુને રથમાં બેસવા ઇસારત કરી. આંગણામાં રથ તૈયાર હતો. તેમાં પાંડવોના પુરોહિત અને ગુરુ ધૌમ્ય ઋષિ બેઠા હતા. ઉપવીત સંસ્કાર થયા પછી અભિમન્યુને અભ્યાસ કરાવવાનું કામ ગુરુ ધૌમ્યને સોંપાયું હતું.

પ્રણામ, ગુરૂજી, પ્રણામ! વદતો વદતો આપણો નાયક અભિમન્યુ રથમાં ચઢી બેઠો. આનંદ અને ઉત્સાહ તેની આંખમાં ચળકતાં હતાં. પ્રાતઃકાળનો ઠંડો મંદ મંદ પવન તેના આનંદમાં વૃદ્ધિ કરતો હતો.

ગુરુજીએ તેને આશીર્વચન આપ્યાં, ને તેની કુશળતા પૂછી તથા પોતાની પાસે બેસવા આજ્ઞા કરી. સુમિત્રે રથ હાંકવા માંડયો, ને વાતાલાપ કરતા કરતા ગુરૂશિષ્ય જવા લાગ્યા.

ગુરુજી ! રાત્રે મને સ્વપ્ન આવ્યું હતું.

શી બાબતનું સ્વપ્ન હતું ?

ગઇ રાત્રે એક દૂત આવ્યો હતો, જેણે ખબર આપી હતી કે મારા મામા શ્રીકૃષ્ણદેવ આજ રોજ ઇંદ્રપ્રસ્થ આવશે; એટલે પછી રાતે મને મારા મામા વિષે સ્વપ્ન આવ્યું હતું.

આ ખબર સાંભળી ધૌમ્ય ગુરુનું મુખારવિંદ આનંદથી પ્રકાશવા લાગ્યું, ને બોલ્યા, આજે શ્રીકૃષ્ણ અત્રે પધારે છે ! ધન્ય ભાગ્ય આપણાં ! શ્રીકૃષ્ણદેવ કેવા શોભશે ! તારે માટે કેવી કેવી ચીજો લાવશે ! તારા અભ્યાસ સંબંધી તને પૂછપરછ કરશે એ સ્વપ્નમાં એવા એવા ખ્યાલ તને થયા હશે, નહિ વારૂ ?

શિષ્યે ઉત્તર વાળ્યો, હા, જી !

ગુરુએ શિખામણ આપી કે રાત્રે વિચાર કરી ઊંઘ બગાડવી નહિ. પ્રભુનું નામ દઇ, સ્વસ્થ થઇ, શાંત ચિત્તે સૂઇ જવું. ઊંઘમાં અંતરાય આવે તો શરીર અસ્વસ્થ થાય ને અભ્યાસને ખલેલ પહોંચે.

આમ વાતો કરતા કરતા તેઓ યમુનાજી આવી પહોંચ્યા. બાળક છલંગ મારીને રથમાંથી હેઠો ઉતર્યો. પછી ગુરુજી તથા સુમિત્ર સાથે સ્નાન કરવા ગયો. સ્નાન

થઇ ગયા પછી ધૌમ્ય ગુરુ પૂર્વ દિશા તરફ મુખ કરીને એક ટેકરી પર બેઠા ને અભિમન્યુને પોતાની પાસે આસન આપ્યું. પછી તેની પાસે વેદના શ્લોક બોલાવવા માંડયા. ગુરુ જે શ્લોક બોલતા તે શિષ્ય આતુરતાથી સાંભળતો ને પછી પોતે કાંઇ પણ ભૂલ સિવાય બોલી બતાવતો. પછી ગુરુએ વેદના મંત્રના અર્થ તેને સમજાવ્યા. પાઠ પૂરો થવા આવ્યો હતો એટલામાં ધૌમ્ય ગુરુએ દૂર દૂર ક્ષિતિજમાં ધૂળનું વાદળ પોતાની તરફ આવતું દીઠું. તે સુમિત્ર તરફ ફર્યા ને પૂછયું, કે ધૂળનું વાદળ શી બાબતનું હશે.

તે તરફ નજર કરીને સુમિત્રે કહ્યું કે શ્રીકૃષ્ણદેવ પધારતા હશે. તેમના રસાલાના અશ્વોની ખરીથી ધૂળ ઉડી રહી હોય એમ લાગે છે.

અભિમન્યુનું મન આનંદથી નાચી રહ્યું. ગુરુજીએ તે નિહાળ્યું ને કહ્યું, તારી ઇચ્છા હોય તો પાઠ હવે બંધ રાખીએ.

શિષ્યે ઉત્તર આપ્યો, ના, ગુરુજી! મારા માતાપિતાને તે ન ગમે, ને હું પણ તેમ ઇચ્છતો નથી. મારા મામા પણ અભ્યાસ બંધ રાખ્યો તેમ જાણે તો ઠપકો આપે. આપણે પાઠ તો પૂરો કરવોજ જોઇએ.

ગુરુ ઘણાજ પ્રસન્ન થયા. તેમને બાળકની ફરજ અદા કરવાની ભાવના ઘણીજ રુચી. પાઠ પૂરો કર્યો ત્યાર બાદ ગુરુશિષ્ય રથમાં બેઠા ને પુનઃ મહેલ તરફ જવા રથ ઉપડયો. તે વખતે નગરજનો ઊઠયા હતા. કોઇ ઓટલે

બેસી દાતણ કરતા હતા. કોઇ સ્ત્રી પોતાનું આંગણું વાળતી હતી. કોઈ દેવદર્શન જતા તો કોઇ પોતાની દુકાનો ઉઘાડી માલ ગોઠવતા હતા. પોતાના ભાવિ રાજા તથા તેના ગુરુજીને જતા જોઈને નગરજનો હર્ષથી તેમને વંદન કરતા હતા. આમ રથ મહેલના ચોકમાં આવ્યો. ચોકમાં શ્રીકૃષ્ણદેવનો સારથી દારૂક ઉભો હતો. તેને જોઇને કૂદકો મારીને અભિમન્યુ રથમાંથી ઉતર્યો, ને દારૂકની કમરે વળગી પડયો. દારૂક! દારૂક! મારા મામા ક્યાં છે? દારૂકે મહેલ તરફ આંગળી કરી કહ્યું, દેવ અંદર બિરાજ્યા છે, ને તમે આવો એટલે તરતજ તેમની પાસે તમને લઇ જવા મને અત્રે ઉભો રહેવા આજ્ઞા કરી છે. અભિમન્યુ વેગથી મહેલમાં ગયો. અંદર પ્રવેશ કરતાં તેને માલમ પડયું કે કુટુંબનાં સર્વ માણસો મંત્રમુગ્ધ થઇને એક પુરુષની આસપાસ ફરી વળ્યાં હતાં, ને તેની વાતો સાંભળી રહ્યાં હતાં. તે પુરુષ બીજો કોઇ નહિ પણ શ્રીકૃષ્ણદેવ પોતેજ હતા.

અભિમન્યુને જોતાંજ શ્રીકૃષ્ણે પોતાના હાથ ભાણેજ તરફ લાંબા કર્યા ને કહ્યું, આવ, અભિમન્યુ! આવ, હું અહીંછું, ને આવ્યો ત્યારથી તને શોધી રહ્યો છું. તારી ભાળ કાઢવા મેં દારૂકને મોકલ્યો છે. એક ક્ષણમાં અભિમન્યુ મામાની ગોદમાં ભરાઈ ગયો. શ્રીકૃષ્ણદેવે તેને બાથમાં લીધો, ચૂમ્યો, તેના ખભા હચમચાવ્યા ને પૂછવા લાગ્યા, કેમ મારા બાળ સરદાર! તું કુશળ છે ને!

ભાણેજે ઉત્તર વાળ્યો, હા, જી. મારા મોટા મામા તથા મામીઓ સર્વ શું કરે છે? મને સંભારે છે કે નહિ?

તેઓ બધાં મઝામાં છે ને તને ખૂબ યાદ કરે છે. તારે માટે અવનવી ચીજો મારી સાથે મોકલી છે. હું આવ્યો ત્યારે તું ક્યાં ગયો હતો ?

અભિમન્યુએ જવાબ આપ્યો, કે ધૌમ્ય ગુરુ સાથે યમુનાજી ગયો હતો. ધૌમ્ય ઋષિ સાથે! શા માટે તેમની સાથે ગયો હતો ?

વેદનું અધ્યયન કરવા; ભાણેજે જવાબ આપ્યો.

દેવને ઘણો હર્ષ થયો, ને બોલી ઊઠયા, વાહ ! વાહ ! વેદનું અધ્યયન શરૂ કર્યું. તારા ગુરુજી પ્રેમથી શીખવે છે ને ?

ભાણેજે કહ્યું કે ઘણાજ પ્રેમથી શીખવે છે. ગુરુજીમાં કાંઇ એવું વિલક્ષણ આકર્ષણ છે કે જ્યારે મારા તરફ પાઠ આપવા દૃષ્ટિપાત કરે છે ત્યારે મારૂં ચિત્ત તેમનામાંજ પરોવાઇ જાય છે, ને રમતગમત સર્વ બાબત વીસરી જાઉં છું.

કૃષ્ણદેવે કહ્યું, ગુરુજી એવા સમર્થ ન હોય તો તારા બાપકાકા પસંદ કેમ કરે ? ઠીક, તને ધનુર્વિદ્યા કોણ શીખવે છે ?

બાળકે ગર્વથી જવાબ આપ્યો, મારા પિતાજી.

કૃષ્ણદેવ પ્રસન્નતાથી બોલ્યા, વાહ વાહ ! ત્યારે તો તારા શિક્ષણ માટે ઉત્તમ ગોઠવણ કરવામાં આવી છે, ને દુનિયામાં સર્વોત્તમ ગણાતા શિક્ષકો તારે માટે યોજાયા છે. અભિમન્યુ, મારા બચ્ચા ! હવે તન દઇને અભ્યાસ કરજે. તારે તારા કાકા નકુળ, સહદેવને અશ્વારોહણમાં હરાવવાના છે. તારા કાકા ભીમદેવ કરતાં પણ ચઢિઆતી રીતે

ગદા ફેરવી જાણવાનું છે. તારા પિતાની ધનુર્વિદ્યા પૂરેપૂરી શીખી લેવાની છે, ને અજાતશત્રુ ધર્મરાજાની પેઠે ઉત્તમ રીતે ન્યાય આપવાની શક્તિ પ્રાપ્ત કરવાની છે; અર્થાત્ તારા બાપકાકાના ગુણો સંપૂર્ણ રીતે તારે શીખવાના છે. કોડીલા અભિમન્યુએ જવાબ આપ્યો, ખચીત, મામા! હું મારા બાપકાકાઓને તપી જઇશ ને તમને પણ હરાવી દઉં એવો જબરો થઈશ.

મામાએ ભાણેજને હર્ષથી છાતી સરસો દબાવ્યો ને કહ્યું, શાબાશ! શાબાશ! તારે આવીજ ભાવનાઓ કેળવવી જરૂરની છે. મારા કરતાં સવાયો થાય ત્યારેજ તું મારો ભાણેજ કહેવાય! ધર્મરાજાએ કહ્યું, આપના પુણ્યને લીધે તે સારો અભ્યાસ કરે છે. ધૌમ્ય ઋષિ પણ તેને માટે ઉંચો અભિપ્રાય ધરાવે છે, ને ખાતરી આપે છે કે તમને બધાંને શોભાવશે.

પણ અભિમન્યુથી વધુ વખત આ વિનોદની મજા માણવા રહી શકાય તેમ ન હતું. મામા! મારે શાળામાં જવાનો વખત થયો છે એમ કહી જવાને માટે તે ઉભો થયો.

મામાએ કહ્યું, જા, મારા બચ્ચા! હું તારો અભ્યાસ જોવા આજે શાળામાં આવવાનો છું.

પછી અભિમન્યુ શાળામાં ગયો. એક ભવ્ય મકાનમાં શાળા હતી. તેનું દ્વાર પૂર્વ બાજુ હતું. તે દ્વારની સામે મોટો ખુલ્લો ઓટલો હતો. એ ઓટલાની બીજી બાજુએ શસ્ત્રાગાર હતું. લંબચોરસ ઓટલાવાળું એક દેવમંદિર હોય તેવું એ મકાન શોભતું હતું. તેની ચારે બાજુએ સુંદર

બગીચો હતો. તેમાંનાં મધુર પુષ્પોની સુવાસથી તથા ઝાડ પર થઇને આવતા ઠંડા મંદ મંદ પવનથી વિદ્યાર્થીઓનાં મન આલ્હાદિક થતાં હતાં. સામેના શસ્ત્રાગારમાં દરેક વિદ્યાર્થી આવીને તરત જતો ને શસ્ત્રાગારનાં શસ્ત્રોને તપાસતો ને પોતપોતાનાં શસ્ત્રો વ્યવસ્થિત રીતે ગોઠવાએલાં છે કે કેમ તથા બરાબર ચકચકિત છે કે નહિ તેની ખાતરી કરતો, અભિમન્યુ પણ શસ્ત્રાગારમાં ગયો, શસ્ત્રોને નમન કર્યું, ને એક પછી એક આયુધને તપાસી વળ્યો. તેવામાં-જ તેના કાકા ભીમદેવે ત્યાં પ્રવેશ કર્યો. તેના એક હાથમાં મોટી ગદા હતી. જેને ફેરવતાં ફેરવતાં ભીમસેન બોલ્યો, અભિમન્યુ, આજકાલ જિંદગી કંટાળાભરી લાગે છે. કૃષ્ણદેવ જ્યારે પધારે છે ત્યારે યુદ્ધ થાય તેવી વાત લાવે તેમ હું ઝંખું છું. પણ તે તો ગાડેગાડાં ભરીને રાજપ્રકરણની વાતો ને ડાહી ડાહી શિખામણો લાવે છે. આપણને તેમાં કાંઇ રસ પડતો નથી, ને અખાડામાંની મલ્લકુસ્તી સિવાય અન્ય સ્થળે જીવ ઠરતો નથી.

એમ બોલી ભીમસેન ઓટલા પર બેઠો, ને રેતીથી ગદા સ્વચ્છ કરી. પછી ખુલ્લા ચોગાનમાં જઈ જાણે ચારે તરફ દુશ્મન હોય ને તેમનો નાશ કરતાં હોય તેમ ગદા ફેરવવા માંડી. અભિમન્યુ તે નિહાળી રહ્યો. ફરતી ગદાની ગતિ તે ધ્યાનથી જોઇ રહ્યો હતો. પછી તેણે તેજ પ્રમાણે પોતાની ગદા ફેરવવા માંડી. તેના કાકાનું સામર્થ્ય સાનંદાશ્ચર્યથી તે જોઇ રહ્યો, ને તેવું સામર્થ્ય પ્રાપ્ત કરવાનો અભિલાષ તેને થયો. આમ ગદાની તાલીમ લઈ રહ્યો હતો એટ-

લામાંજ અર્જુન ને શ્રીકૃષ્ણ ત્યાં આવ્યા. વિનોદમાં કૃષ્ણે ભીમદેવને કહ્યું, અરે ભીમસેનજી! તમે તો કોઈ મોટા સૈન્યનો ઘાણ કાઢી રહ્યા છો ને શું?

ભીમ પાછળ ફર્યો ને શ્રીકૃષ્ણને દીઠા, એટલે કહ્યું જાઓ જાઓ! હું તો તમારી સાથે વાત કરવાનોજ નથી. આવો છો ત્યારે વાતોના ભંડાર ભરી લાવો છો. મારે તો યુદ્ધ જોઈએ; યુદ્ધ સિવાય જીવન સુસ્ત ને અકારૂં લાગે છે.

શ્રીકૃષ્ણે કહ્યું, ઠીક, ત્યારે હું તમને યુદ્ધનો પ્રસંગ લાવી આપું. મારે, તમારે, ને અર્જુનજીને એમ ત્રણેને પરિક્રમણ કરવા જવાનું છે. કેમ એ તો ગમશે ને?

ભીમે ગદા ફેંકી દીધી ને એક લાંબી ફલંગ મારીને નજીક આવ્યો ને કહ્યું, શું આ સત્ય છે?

શ્રીકૃષ્ણે કહ્યું, સત્ય છે, સત્ય છે. તમારા વડીલ બંધુ રાજસૂય યજ્ઞ કરે છે, ને આપણે ત્રણેએ સર્વ રાજાઓ પાસે તેમનું સ્વામિત્વ સ્વીકારાવવાનું છે. ધર્મરાજા ચક્રવર્તી રાજા થાય ને સર્વત્ર ધર્મની આણ ફેલાવે તેમ આપણે કરવાનું છે. બોલો, ગમે છે ને! પ્રચંડ શરીરનો ભીમસેન આનંદમાં આવ્યો, ટટાર થયો, ને આ ખુશ ખબર વધાવી લીધી.

અભિમન્યુએ કહ્યું, મામા! મને જોડે લેતા જજો.

શ્રીકૃષ્ણે કહ્યું, તારે હજી વાર છે. તારા બાપકાકા બીજો મોટો રણજંગ માંડવાના છે, ને તે વખતે તારૂં પાણી

બતાવવાનો તને યોગ મળશે. હમણાં તો તારે અભ્યાસ કરવાનો છે. વારૂ, ચાલ! તને ધનુર્વિદ્યા કેવી આવડે છે તે બતાવ જોઇએ.

અભિમન્યુએ ધનુષ્ય ઉપાડયું. કાંઈ પણ ચૂક સિવાય આગલા દિવસે શીખવેલા પ્રયોગ કરી બતાવ્યા. એટલી ઝડપથી તે બાણ ઉપર બાણ છોડતો કે થોડી વારમાં આકાશમાં બાણની પરંપરા ઉડી રહી. શ્રીકૃષ્ણ આ નાના બાળકની ચપળતા જોઇને તાજુબ થયા. પછી તેમણે પોતે મેઘાસ્ત્રનો પ્રયોગ કરી બતાવ્યો આકાશમાં બાણો છોડીને એક વાદળ જેવું કરી દીધું ને તેમાંથી મેઘની પેઠે બાણો ધરણી પર પડવા લાગ્યાં. પછી તેના પિતાએ ધનુષ્ય બાણ હાથમાં લીધાં, ને એક નવો પ્રયોગ કરી બતાવ્યો ને અભિમન્યુને શીખવ્યો. અભિમન્યુ એકાગ્ર ચિત્તે તે જોઈ રહ્યો, ને પછી કંઈ પણ ભૂલચૂક સિવાય તે પ્રયોગ કરી બતાવ્યો.

શ્રીકૃષ્ણે આનંદથી ભાણેજનો ખભો થાબડયો ને કહ્યું, બાળ સરદાર! હવે બસ થયું. આજે હવે બાકીના દિવસમાં મારી સાથે રહેજે. હું તને ઘણી રમુજી વાતો કહીશ. એક વખત ફરીથી હું તારી ધનુર્વિદ્યા તપાસવા આવીશ; તે દરમિઆન તારે વિદ્યા બરાબર શીખી લેવી. બાણ એટલી ઝડપથી નંખાવાં જોઇએ કે ધનુષ્ય ઉપર કયારે યોજાયું ને કયારે છોડાયું તેની પણ દુશ્મનને ગમ પડે નહિ.

ભીમે કહ્યું, તે પ્રમાણે તો અત્યારે પણ બાણ ફેંકી શકે છે. ખરેખર, મને તો તે અત્યારે પણ ધનુર્વિદ્યામાં હરાવી દે. તે તો બાપથી સવાયો સપુત નીવડવાનો!

આ પ્રમાણે વાર્તાલાપ કર્યા પછી સુમિત્ર ને અભિમન્યુની પાસેથી ત્રણે જણ રાજમહેલ તરફ જવા વિદાય થયા.

મધ્યાન્હ થઈ ગયો હતો. સૂર્યના પ્રચંડ તાપથી પશુપંખી પોતપોતાનાં નિવાસસ્થાનમાં આસરો લઇ રહ્યાં હતાં. નગરજનો પણ જાહેર રસ્તા પર મોટા પ્રમાણમાં હરતા ફરતા દેખાતા ન હતા. શ્રીકૃષ્ણદેવ પણ અર્જુનના ખંડમાં શય્યા પર પોઢયા હતા. અર્જુન તેમની સામે તેમના ચરણ આગળ બેઠો હતો. એક રત્નજડિત આસન પર દેવી સુભદ્રા પણ બેઠી હતી. ત્રણે વિધવિધ જાતની રાજપ્રકરણની વાતચીતમાં મશગુલ હતાં. આ સમયે આપણો વાર્તાનાયક અભિમન્યુ તેનાં દાદીમા પાસે હતો. દાદીમાને તેના મામા સંબંધી અનેક પ્રશ્નો પૂછી રહ્યો હતો. જેના યથાર્થ ઉત્તર કુંતાજી આપતાં ને અભિમન્યુને રીઝવતાં હતાં. આખરે કેટલાક પ્રશ્નોનું સમાધાન પોતાના મામા પાસે કરાવવા તે મામા પાસે ગયો, ને પૂછયું, મામા! દ્વારિકામાં સાત્યકિ ઘણા પરાક્રમી છે એમ મારાં દાદીમા કહે છે તે શું ખરી વાત છે?

મામાએ ભાણેજને પકડી લીધો ને કહ્યું, કેમ સાત્યકિ તારા પિતાના જેવોજ પરાક્રમી છે. તારા પિતા, પિતામહ ભીષ્મ, ને ગુરુદ્રોણ જેવા એ ત્રણને બાદ કરતાં સાત્યકિ જેવો બાણાવળી બીજો કોઇ નથી. સતત પરિશ્રમ ને ચતુરાઈથી તું અભ્યાસ કરે તોજ તની બરોબરી તું કરી શકે.

હું દ્વારિકામાં આવું ત્યારે મને તેમનો પરિચય કરા-

વજો. મામાએ આશ્વાસન આપ્યું, કે તું જ્યારે દ્વારિકા આવશે, ત્યારે તને સાત્યકિના હાથ નીચે શિક્ષણ લેવા મૂકીશું.

પછી કૃષ્ણે તેને યુદ્ધવિદ્યાના કયા કયા વ્યૂહો આવડે છે તે પૂછ્યું, ને અભિમન્યુએ પોતાને જે બે ચાર વ્યૂહ આવડતા હતા તે કહ્યા. પછી કૃષ્ણદેવે કહ્યું, તારા પિતાને કહેજે, કે પદ્મવ્યૂહ શીખવે. તે ઘણોજ કઠિન છે, પણ જેમ જેમ તે સમજાતો જશે તેમ તેમ તે શીખવામાં અપૂર્વ આનંદ થશે.

દેવી સુભદ્રા મામાભાણેજનો વાર્તાલાપ સાંભળતી હતી, તેણે કહ્યું, ભાઈ તેને આવા મુશ્કેલ અને જોખમકારક લશ્કરી વ્યૂહ આટલી નાની ઉંમરે જાણવા પ્રોત્સાહન ન આપશો. સુમિત્ર પણ કહે છે કે અભિમન્યુ ઘણી ઝડપથી પ્રગતિ કરે છે, જે તેની ઉમ્મર જોતાં ઈચ્છવા યોગ્ય નથી.

પુત્રે જવાબ વાળ્યો કે કેમ ! માજી ! તમેજ કહેતાં હતાં ને કે જોખમ ખેડયા સિવાય યશ પ્રાપ્ત થતો નથી. અત્યારે આમ દુર્બળ વાત કેમ વદો છો ?

મા–દીકરાની તકરાર અર્જુને પતાવી ને કહ્યું કે અભિમન્યુ, તને સર્વ વિદ્યા શીખવવાની છે, પણ ધીરજ રાખ.

કૃષ્ણદેવને ભાણેજની વાતોમાં ગમત પડતી હતી, તેથી ફરીથી અભિમન્યુ પ્રત્યે વાર્તાલાપ શરૂ કર્યો ને કહ્યું, કહે જોઈએ, અભિમન્યુ સારસવ્યૂહની બે પાંખો કપાઈ ગઇ હોય ત્યારે તે વ્યૂહને કેવી રીતે સુધારી શકાય.

વ્યૂહના ગરદન વિભાગના મોરચા પર લશ્કર એત્રક કરી યુદ્ધ જારી રાખું, ને પાછળ રહીને અનામત રાખેલું તાજું લશ્કર બોલાવીને બે પાંખો ઉપર મૂકી દઉં.

આ શીઘ્ર ઉત્તરથી સુભદ્રાનો વાત્સલ્ય ભાવ ઉછળી આવ્યો. તેણે અભિમન્યુને પોતાની સોડમાં ખેંચી લીધો ને તેના માથા ઉપર હાથ ફેરવી માથાના કેશનાં ઝુલફાં વ્યવસ્થિત કર્યાં ને કહ્યું; દીકરા, આજે તારે રજાનો દિવસ છે, માટે તારા ભાઇઓ સાથે રમવાને જા, મોટો થાઉં ત્યારે લશ્કરો ગોઠવજે. અભિમન્યુના ભાઇઓ એટલે દ્રૌપદીના પુત્રો.

મારે રમવા જવુંજ હતું, પણ મામા પાસે સાત્યકિ સંબંધી હકીકત જાણવા આવ્યો હતો એમ કહી અભિમન્યુ જવા લાગ્યો. પણ રસ્તામાં ભીમદેવના ખંડ આગળ થઇને જવાનું હતું. મોટી વિશાળ શય્યા પર ભીમદેવ જાગતો પડેલો હતો. અભિમન્યુને જોતાંજ તે ઊઠયો ને તેને પકડયો. ઘડી બે ઘડી સુધી તેની ખબર લીધી. અંતે અભિમન્યુ તેં મને હરાવી દીધો એમ કહેતાં કહેતાં તેનો હાથ છોડી દીધો.

---

## પ્રકરણ ૫ મું.

### ભીમ અને જરાસંધ.

શ્રી કૃષ્ણને યુધિષ્ઠિરે ખાસ જરૂરના કામને લીધે ઇંદ્રપ્રસ્થ બોલાવ્યા હતા ને તેથીજ તે અત્રે પધાર્યા હતા. યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરવાની શ્રી કૃષ્ણદેવે સૂચના

અગાઉ આપેલી. તે યજ્ઞ કેવી રીતે કરવો ને તેમાં રહેલાં વિઘ્નો કેવી રીતે ટાળવાં તેની સલાહ પૂછવા અત્રે શ્રી કૃષ્ણદેવને બોલાવ્યા હતા. યુધિષ્ઠિર ને કૃષ્ણદેવ મંત્રણા કરવા ભેગા થયા. પછી શ્રી કૃષ્ણદેવને પૂછયું, રાજસૂય યજ્ઞ કરવાની મારી ઈચ્છા છે, પરંતુ માત્ર ઈચ્છા કરવાથીજ આ યજ્ઞ પૂરો થઇ જતો નથી. આ યજ્ઞ કરતાં જે જે જોખમો ખેડવાં પડે છે તે આપ જાણો છો, માટે મને યોગ્ય સલાહ આપો. જે માણસને સઘળું આવી મળે, જેનો અધિકાર સર્વત્ર સ્વીકારાય ને જે આખી પૃથ્વીનો રાજા હોય તેજ રાજસૂય યજ્ઞ કરવાને લાયક થાય છે; માટે હે કૃષ્ણદેવ, હું આ યજ્ઞ કરવાને લાયક છું કે નહિ તે મને જણાવો અને મને યોગ્ય સલાહ આપો. કૃષ્ણદેવે જવાબ આપ્યો. મગધ દેશનો રાજા જરાસંધ પણ રાજસૂય યજ્ઞ કરવા વિચાર ધરાવે છે. તેણે અત્યાર સુધીમાં ૮૬ રાજાઓને હરાવીને કેદ પકડયા છે, ને ૧૪ રાજાઓને હરાવીને પકડી આણી તે યજ્ઞ કરશે. આ સર્વ રાજાઓનો ભોગ આપીને તે મહાદેવને સંતોષવા માગે છે. હે યુધિષ્ઠિર, મોટા માનવંતા રાજાઓ જરાસંધના કારાગૃહમાં સડે છે, ને જરાસંધ તેમનો વધ કરશે; માટે જરાસંધનો તમે વધ ન કરી શકો ને આ રાજાઓને છૂટા ન કરાવી શકો ત્યાં સુધી તમે રાજસૂય યજ્ઞ કરી શકશો નહિ. જરાસંધ જો રાજસૂય યજ્ઞ કરી શકે તો દુનિયા પર જુલમ, ને ત્રાસનું રાજ્ય ફેલાશે; માટે તમારે જરાસંધનો વધ કરવો, કેદી રાજાઓને છૂટા કરવા ને દુનિયા પર ન્યાય ને નીતિનું ધર્મરાજ્ય

સ્થાપન કરવું તેવી મારી સલાહ છે. આ કામમાં હું મારી બનતી મદદ પણ તમને આપીશ.

પછી પાંચે પાંડવ ભાઇઓ ને શ્રીકૃષ્ણદેવની મસલત ચાલી. આખરે અર્જુન, ભીમ ને કૃષ્ણદેવે પ્રથમ જરાસંધના પાટનગરમાં જવું ને તેને ત્રણમાંથી ગમે તે એકની સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતરવા આમંત્રણ આપવું, ને જરાસંધનો વધ કરી, કેદી રાજાઓને છૂટા કરી, તે રાજાઓને રાજસૂય યજ્ઞમાં પધારવાનું આમંત્રણ આપી, યજ્ઞની બીજી શરૂઆત કરવી તેમ નક્કી ઠર્યું. તદનુસાર ત્રણે જણ જરાસંધના પાટનગરમાં ગયા, અને તેની ઇચ્છા પ્રમાણે ત્રણમાંથી ગમે તે એકની સાથે યુદ્ધ કરવા કહ્યું. જરાસંધે ભીમની સાથે ગદાયુદ્ધ કરવાનું કહેણ મોકલ્યું. ભીમે તે ખુશીથી કબુલ કર્યું. ૧૪ દિવસ સુધી ભીમ ને જરાસંધ વચ્ચે યુદ્ધ ચાલ્યું. આખરે ભીમે જરાસંધનો વધ કર્યો.

ત્યારબાદ તેના પુત્રને ગાદી ઉપર બેસાડી, તથા કેદી રાજાઓને છૂટા કરી તથા સર્વેને યજ્ઞમાં ઇંદ્રપ્રસ્થ પધારવાનું નોતરૂં દઇ ત્રણે જણ ઇંદ્રપ્રસ્થ તરફ વિદાય થયા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### રાજસૂય યજ્ઞ ને શિશુપાલવધ.

રાજસૂય યજ્ઞ માટે ધમધોકાર તૈયારી શરૂ થઇ.

શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમ, નકુળ, સહેદવ વગેરે પોતપોતાનાં સૈન્ય લઈ દેશમાં ઘૂમી વળ્યા ને સર્વત્ર ધર્મરાજાની આણ પ્રવર્તાવી. હાલ જે પ્રદેશ અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, ઈરાન, અરબસ્તાન, હિંદી ચીન, મલાયાના ટાપુઓ, અને ઉત્તર એશિઆના બીજા પ્રદેશો તરીકે ઓળખાય છે તે પ્રદેશ ઉપર ભરતખંડના ચક્રવર્તી રાજાની આણ ફેલાતી ને હિંદી મહાસાગરના સર્વ કિનારાનો વેપાર ભરતખંડના તાબામાં હતો. ભરતખંડની સંસ્કૃતિ આખી દુનિયામાં શ્રેષ્ઠ ગણાતી. એશિઆની લગોલગના કેટલાક યુરોપખંડના પ્રદેશો પર ભરતખંડનું રાજ્ય હતું; બાકીના યુરોપખંડના દેશો જંગલોથી ભરપુર હતા ને ત્યાંના લોકો જંગલી અવસ્થામાં હતા. ટુંકમાં તે જમાનામાં ભરતખંડની સંસ્કૃતિ સમસ્ત પૃથ્વી પર ફરી વળી હતી. એક વાર ફરીથી પૃથ્વીના સર્વ દેશોને ભારતના ધર્મરાજાથી આણ નીચે લાવી, સર્વત્ર ધર્મરાજ્ય ફેલાવી, માનવ જાતિનું કલ્યાણ કરવાના ઉદ્દેશથીજ શ્રીકૃષ્ણે રાજસૂય યજ્ઞ કરવાની સલાહ આપી હતી. શ્રીકૃષ્ણની મદદથી, પાંડવોના પરાક્રમથી તથા ધર્મરાજાની પ્રતિષ્ઠાથી સર્વ રાજાઓએ પાંડવોનું ઉપરીપણું સ્વીકાર્યું, ને રાજસૂય યજ્ઞમાં આવવાનું વચન આપ્યું.

ઇંદ્રપ્રસ્થમાં દેશદેશના રાજાઓ આવવા લાગ્યા. રત્નજડિત રાજમુગટ, ઉંચા પાણીદાર અશ્વો, સુવર્ણ ને રત્નજડિત અંબાડીવાળા હાથી ને રથના ઝળહળાટથી ઇંદ્રપ્રસ્થ અમરાપુરી સરખું શોભવા લાગ્યું. દુનિયાના તમામ રાજાઓ, રાજ્યપ્રકરણી પુરુષો, તત્ત્વજ્ઞાનીઓ ને ઋષિમુનિ-

ઓને ધર્મરાજાએ આમંત્રણ આપ્યું હતું. રાજ્યવંશી પરોણાઓ માટે સોનેરી બુટ્ટાદાર કિનખાબના તંબુઓની હારની હાર ઈંદ્રપ્રસ્થની ચારે બાજુ ઉભી કરવામાં આવી હતી. અન્ય પરોણાઓ માટે પણ તેમના દરજ્જા પ્રમાણે તથા તેમની સગવડ સચવાય તે પ્રમાણે ઉતારાની ગોઠવણ કરી હતી. ઈંદ્રપ્રસ્થનો વિસ્તાર ઘણોજ વધી ગયો હતો. આ બધી વ્યવસ્થા સહદેવની યોજનાશક્તિને લીધે થઈ હતી. નકુળ હસ્તિનાપુર દુર્યોધન તથા તેના અન્ય ભાઈઓને તથા પિતામહ ભીષ્મ, ગુરુ દ્રોણ, કૃપાચાર્ય, વિદુર વગેરેને તેડી લાવવા ગયો હતો. શ્રીકૃષ્ણને સાત્યકિ તથા અન્ય યાદવ સરદારો પણ આવી પહોંચ્યા હતા. સાત્યકિને મળવા અભિમન્યુ ઝંખતો હતો. તે આવ્યો ત્યારે તેનો પ્રથમ સત્કાર કરનાર અભિમન્યુજ હતો. પ્રસન્નવદનના મહાબાહુ સાત્યકિએ અભિમન્યુ ને, પ્રેમથી ઉંચકી લીધો ને તેને ખૂબ ચુંબન કર્યાં. ટુંક વખતમાં અભિમન્યુને સાત્યકિ મિત્ર થઇ પડયા. સાત્યકિએ અભિમન્યુના વિદ્યાભ્યાસ સંબંધી તથા ધનુર્વિદ્યા સંબંધી સર્વ વાત પૂછી લીધી ને અભિમન્યુએ પણ પોતાની સઘળી પરીક્ષા આપી. પછી દરરોજ સાત્યકિ તેને કાંઈ કાંઈ વધુ શિક્ષણ આપવા લાગ્યો.

કૌરવ ભાઇઓ પણ આવી પહોંચ્યા. તેમને ઉતરવા માટે સર્વોત્તમ ગોઠવણ થઇ હતી. દરેક રાજવંશી પરોણાને ધર્મરાજાએ યોગ્ય કામ સોંપ્યું. સર્વ વ્યવસ્થા પર દેખરેખ રાખવાનું કામ શ્રીકૃષ્ણને સોંપ્યું. કૃપાચાર્યને બ્રાહ્મણોને દક્ષિણા કેવી રીતે ને કેટલી આપવી તે સંભાળવાનું કામ

સોંપ્યું. ભીષ્મ ને દ્રોણને સર્વને યોગ્ય સલાહ આપવાનું કામ સોંપ્યું. દુર્યોધનને રાજામહારાજાઓનાં જે નજરાણાં આવે તે એકઠા કરી સંગ્રહી રાખવાનું કામ સોંપ્યું. સંજયને રાજામહારાજાઓની જરૂરિઆતો પૂરી પાડવાનું કામ સોંપાયું. દુઃશાસનને સર્વ પરોણાની ભોજનવ્યવસ્થા કરવાનું કામ સોંપ્યુ. અભિમન્યુ ધર્મરાજા પાસે ગયો ને પોતાને લાયક કાંઇ કામ સોંપવા માગણી કરી. ધર્મરાજાના મુખકમળ પર સ્મિત ફરક્યું ને કહ્યું, તારે લાયક કામ તારા મામા સૂચવે તે માટે તેમને પૂછ. પછી તે મામા પાસે ગયો. મામાએ જ્યારે રાજ્યસિંહાસન પાછળ સાત્યકિ રાજ્યછત્ર ધરી ઉભો રહે ત્યારે તેની પાસે ઉભા રહી, સર્વ સમારંભ નીરખવાનું કામ સોંપ્યું. અભિમન્યુએ સાત્યકિને કહ્યું, રાજ્યછત્ર મને પકડવા દેજો હોં. સાત્યકિએ હા પાડી, એટલે પોતાને મળેલા કામની ખબર કુંતાજીને તથા સુભદ્રા ને દ્રૌપદીને આપવા તે મહેલમાં દોડી ગયો.

ટૂંક વખતમાં યજ્ઞમંડપ જોવાલાયક થઈ ગયો. એક મોટા ચોગાનમાં યજ્ઞમંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપની ચોતરફ નાખી નજર ન પહોંચે ત્યાં સુધી પ્રેક્ષકોનાં ટોળેટોળાં ઉભાં રહેતાં, ને વ્યવસ્થા જાળવવા યોગ્ય સ્થળે શસ્ત્રબંધ સવારો ને સૈનિકો ઉભા રહેતા. મંડપનાદ્વારની બંને બાજુએ લાંબે સુધી લશ્કરી ટુકડીઓ ગોઠવાઈ હતી, ને તેના સેનાપતિઓ અશ્વ ઉપર આરૂઢ થઈને મોખરે ગોઠવાયા હતા. સર્વ મહેમાનોનો સમાવેશ થાય તેવડો મોટો મંડપ હતો. મંડપની અંદર ઝરૂખાઓ રચી તેમાં

રાજરાણીઓ અને અન્ય સન્નારીઓ માટે વ્યવસ્થા કરી હતી.

મંડપના મધ્યભાગમાં યજ્ઞકુંડ હતો. તેની આસપાસ વેદના મંત્રો ઉચ્ચારતા બ્રાહ્મણો ને તેમની પાછળ યજ્ઞસમારંભમાં યોગ્ય સલાહ આપવા ઋષિમુનિઓ બિરાજમાન થયા હતા. દ્વૈપાયન, નારદ, ધૌમ્ય, કૃપાચાર્ય વગેરે વિદ્વાનોથી યજ્ઞમંડપ શોભી રહ્યો હતો.

કુંડની પાછળ અર્ધચંદ્રાકારમાં રત્નજડિત આસનો પર, પાંડવો, કૌરવો, ભીષ્મ પિતામહ, દ્રોણ, કૃષ્ણ વગેરે બિરાજ્યા હતા. તેમની પાછળ દરજ્જાને યોગ્ય આસનો ઉપર અન્ય રાજાઓ ને પરોણાઓ ગોઠવાયા હતા. આ રાજાઓનાં વસ્ત્રાલંકારથી યજ્ઞમંડપ ઝળહળી રહ્યો હતો. ચક્રવર્તી ધર્મરાજા એક ઉંચા આસન પર સર્વની નજર પડી શકે તેમ બિરાજમાન થયા હતા. તેમની જોડેના આસન પર દ્રૌપદી હતાં, ને પાછળ રાજ્યછત્ર પકડીને સાત્યકિ ઉભો હતો, ને સાત્યકિ પાસે અભિમન્યુ ઉભો હતો. તે આ સર્વ રાજામહારાજાઓ તથા વિદ્વાનોને નિહાળી રહ્યો હતો, ને એક પછી એકનું ઓળખાણ કરાવવા સાત્યકિને પ્રશ્નો પૂછતો. સાત્યકિ તેને સર્વના સંબંધી કાંઇને કાંઇ વાતો કહેતો.

અગાઉ નિયત થએલા સમયે સમારંભ શરૂ થયો. સર્વ રાજાઓ ચક્રવર્તી પાસે એક પછી એક આવ્યા ને મહારાજાને તેમણે નમન કર્યું, ને પુનઃ પોતાને સ્થાને બેસી ગયા. આ ક્રિયા પૂરી થઇ એટલે ધૌમ્ય ઋષિએ યજ્ઞકુંડમાં અગ્નિ પ્રકટાવ્યો. ધર્મરાજા ને દ્રૌપદીએ અગ્નિની યથાવિધિ પૂજા કરી

ને બ્રાહ્મણો વેદમંત્રો બોલવા લાગ્યા. વિવિધ પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં. આપણો વીર સર્વોત્તમ વસ્ત્રાભૂષણમાં સજ્જ થઈ, બાળ યોદ્ધાને છાજતાં આયુધો ધારણ કરી, સાત્યકિને પડખે ઉભો ઉભો આ સર્વ જોઇ રહ્યો હતો. આવો બીજો યજ્ઞ કરવાના મનોરથો તે સેવી રહ્યો હતો. પિતામહ ભીષ્મ ને દ્રોણનું લક્ષ અભિમન્યુ તરફ ગયું. તેની છટા જોઇને તે પ્રસન્ન થયા ને પોતાની પાસે બોલાવ્યો ને કહ્યું, અભિમન્યુ! કહે છે કે તને ધનુર્વિદ્યા સારી આવડે છે. અમારી સાથે યુદ્ધ કરવાની મરજી છે!

વડીલોને બાળકે પ્રણામ કર્યાં, શરમથી તેના ગાલ પર રતાશ આવી. તેણે કહ્યું, આપ સમા યોદ્ધાઓ દુનિયાભરમાં કોઇ નથી. મારાથી કેમ તેવી હામ ભીડી શકાય? પણ દાદા! ભાને પણ પહોંચી વળું તેવો સમર્થ થાઉં એવી મારી અભિલાષા છે ને તમારા આશીર્વાદ માગું છું.

આ કૂળદીપક પુત્રનાં વચન સાંભળી પિતામહનું હૃદય આનંદથી ઉભરાયું. પોતાના પ્રિય શિષ્યના તેજસ્વી બાળકને જોઈ દ્રોણનું હૃદય પણ આનંદથી ઉભરાયું. ઉભયે અભિમન્યુના મસ્તક પર હસ્ત મૂકી આશીર્વચન કહ્યાં.

પણ અભિમન્યુએ દ્રોણને કહ્યું, ગુરુજી! મારા પિતા આપનાં ઘણાં વખાણ કરે છે, ને આપના પ્રતિ ઘણોજ પૂજ્યભાવ ધરાવે છે. મને આપ કવચધારિણી મંત્ર શીખવશો? જો હા પાડો તો હું આપની પાસે હસ્તિનાપુર આવીને રહું.

દ્રોણે સ્મિત કર્યું ને કહ્યું, મારી પાસે આવવાની કાંઈ જરૂર નથી. તારા પિતાને કહેજે અને તે મંત્ર તને શીખવવાની મારા આજ્ઞા તેમને સંભળાવજે.

પણ આ મધુર વાર્તાલાપ ને સમારંભની શાંતિ લાંબો સમય ચાલ્યાં નહિ. રાજસૂયયજ્ઞમાં જે પુરુષ સર્વશ્રેષ્ઠ હોય તેની પૂજા કરવાની ને તેને અર્ઘ્ય આપવાની વિધિ આવતી હતી. તે કાર્ય માટે શ્રીકૃષ્ણ સર્વ રીતે લાયક હતા માટે સભામાં શ્રીકૃષ્ણનું નામ સૂચવવા યુધિષ્ઠિરની વિનતિથી પિતામહ ભીષ્મ ઉભા થયા. સર્વ નૃપતિવર્ગને તથા ઋષિમુનિઓને ઉદ્દેશીને તેમણે કહ્યું કે આ સભામાં પૂજાનો અર્ઘ્ય આપવા માટે હું દ્વારિકાના યાદવકૂળશિરોમણિ શ્રીકૃષ્ણદેવનું નામ સૂચવું છું. આશા છે કે આપ સર્વ મારી સૂચનાને વધાવી લેશોને શ્રીકૃષ્ણદેવ પૂજાનો અર્ઘ્ય સ્વીકારશે. કૃષ્ણદેવ સંબંધી વધુ વિવેચન કરતાં તેમણે જણાવ્યું કે તેઓશ્રી ઉત્તમ પ્રકારનું શાસ્ત્રનું જ્ઞાન ધરાવે છે, દક્ષતાથી રાજ્ય કરી જાણે છે, ઉત્તમ પ્રકારની રાજ્યનીતિ પાઠવી શકે છે ને માનવસેવાને ને ધર્મપાલન એ તેમનાં જીવનકાર્ય છે. બાળપણુથીજ શ્રીકૃષ્ણદેવની કારકીર્દિ યશસ્વી છે. કારાગૃહમાં તેમનો જન્મ થયો છે. તેમના પ્રેમથી ને શૌર્યથી તેમણે ગોકુળના લોકને ઘેલા કરી મૂકયા હતા. બાર વર્ષની ઉમ્મરે એવી તાકાત મેળવી કે કંસ જેવા બળવાન રાજાનો તે વધ કરી શકયા છે. તેમનાં શૌર્ય, વીર્ય, કીર્તિ, વિજય ને જનકલ્યાણની તીવ્ર ઈચ્છા આપ સર્વને સુવિદિત છે. દાન, શ્રવણ શૌર્ય, લજ્જા, કીર્તિ, વિનય, ધીરજ ને સંતોષ વગેરે અનેક

ગુણોથી તે શોભી રહ્યા છે. આવા સર્વગુણસંપન્ન, આચાર્ય પિતા, દેવ ને ગુરુસ્વરૂપ શ્રીકૃષ્ણ પૂજાને માટે સર્વ રીતે લાયક છે, અને તેથીજ હું આપની સમક્ષ તેમનું નામ સૂચવું છું.

તદનુસાર, હાથમાં સુવર્ણનું જળપાત્ર લઈ યુધિષ્ઠિર શ્રીકૃષ્ણદેવને યજ્ઞના અધિષ્ઠાતા ગણી પાદપ્રક્ષાલન કરવા ઉભા થયા ને કૃષ્ણદેવ તરફ જવા લાગ્યા, પણ એટલામાંજ સભામાંથી અવાજ આવ્યો કે સબુર! સબુર! કૃષ્ણને શા માટે આટલું બધું માન આપી રહ્યા છો; તેના કરતાં વધુ લાયક માણસો સભાની અંદર ઘણા છે; માટે જે લાયક હોય તેની પૂજા કરો. જો ઉમ્મર ને માન આપવા માગતા હો તો તેના કરતાં વયોવૃદ્ધ અંગો ઘણાં છે. તેના પિતા વસુદેવનેજ માન આપો. જો શાસ્ત્રજ્ઞાનને માન આપતા હો તો ઋષિમુનિઓમાં સવશ્રેષ્ઠ દ્વૈપાયન મુનિ અત્રે આવેલા છે. પાંડવો જો કૃષ્ણદેવને વહાલા સગા ગણી માન આપતા હોય તો દ્રુપદ રાજા વધુ લાયક છે, આચાર્ય ગણી અર્ઘ્ય આપતા હોય તો દ્રોણાચાર્ય અત્રે હાજર છે.

આ પડકારથી સભાજનોમાં સર્વત્ર અશાંતિ પ્રસરી રહી, પણ શ્રીકૃષ્ણદેવ તો આ અપમાન સાંભળીને મંદમંદ સ્મિત કરતા પોતાના આસન પર બિરાજેલા હતા. સભામાં થએલા પડકારથી તેમનું રૂંવાડું પણ હાલ્યું ન હતું. ક્રોધની એક પણ નિશાની તેમના વદનકમળ પર દીસતી ન હતી.

શિશુપાળે ભીષ્મને આવી ખોટી સલાહ આપવા માટે ઠપકો આપ્યો, ને વૃદ્ધાવસ્થાને લીધે ભીષ્મની બુદ્ધિ મારી ગઇ છે એમ જણાવ્યું.

યુધિષ્ઠિરને લાગ્યું કે ભીષ્મને શિશુપાળ વચ્ચે જામશે માટે તેમણે બન્નેને શાંત પાડવા પ્રયત્ન કર્યો ને કહ્યું કે શિશુપાળ! શાંત થાઓ! શાંત થાઓ! આ અઘટિત ભાષા બંધ કરો. કૃષ્ણ ખરેખરજ પૂજાને લાયક છે; માટે તેમની પૂજા કરવામાં વિઘ્ન ન નાખવાની મારી તમને વિનતિ છે.

પણ શિશુપાળને ધર્મરાજાના શાંત વચનોથી અસર થઈ નાહ, ને વધુ ને વધુ ઉશ્કેરાતો ગયો. આ તોફાની વાતાવરણમાં શ્રીકૃષ્ણદેવ શાંત, નિશ્ચલ ને સ્વસ્થ હતા તે જોઈને અભિમન્યુને કાંઇ ને કાંઈ થઈ ગયું. દ્રોણ ગુરુને પૂછયું કે કોણ છે આ રાજા જે મારા મામાનું અપમાન કરવાની હિંમત કરી શકે છે? ને મારા મામા કેમ સાંખી રહ્યા છે? પિતાજી અને ભીમદેવ કેમ જોઈ રહ્યા છે? દ્રોણે જવાબ આપ્યો કે તે મગધનો રાજા શિશુપાળ છે. ઘણો જોરાવર ને પરાક્રમી છે. કૃષ્ણદેવને તથા તેને જુનું વેર છે, એટલે આમ બોલી રહ્યો છે; પણ તું જોયા કર, ટુંક વખતમાંજ તોફાન સમી જશે.

શિશુપાળને તથા ભીષ્મને તડાતડી ચાલી. શ્રીકૃષ્ણ દેવની પૂજા થતી ન ખમાતી હોય તો સભાગૃહ છોડીને ચાલ્યા જવાની ભીષ્મે સુચના કરી. શિશુપાળ ક્રોધથી ભાન ભૂલ્યો હતો, ને કૃષ્ણદેવને અનેક રીતે ભુંડા શબ્દોથી સંબોધી રહ્યો હતો. આખરે તેણે પડકાર કર્યો કે જેને કૃષ્ણની પૂજા થવા દેવી હોય ને કરવી હોય તેણે યજ્ઞમંડપની બહાર યુદ્ધ માટે આવી જવું. એમ કહી તેણે પોતાના પક્ષના રાજાઓને ઉઠી જવા કહ્યું. ક્રોધથી સાત્યકિના હાથમાંનું રાજછત્ર હાલવા લાગ્યું. બાળક અભિમન્યુ પણ ધનુ-



શિશુપાળ વધ

ષ્ય બાણુ સજ્જ કરવા લાગ્યો. પિતામહ ભીષ્મે ધનુષ્ય પર બાણુ ચડાવ્યું. મામલો બગડતો જોઇને તથા જો સભા વિખરાઈ જશે તો વિપરીત પરિણામ આવશે તેમ સમજીને આખરે શ્રીકૃષ્ણુદેવે મૌન છોડયું ને મેઘસમી ગંભીર વાણીથી શિશુપાળને ઉદ્દેશીને બોલવા લાગ્યા. તેમને બોલતા જોઈને શત્રુમીત્ર સર્વેએ કાન માંડયા. એક પળ વારમાં સભામાં શાંતિ પ્રસરી રહી, પણુ એ શાંતિ હતી. કૃષ્ણુદેવે કહ્યું શિશુપાળ અને સભાજનો, સાંભળો. મારે ને શિશુપાળને ઘણા વખતથી વૈમાનસ્ય ચાલતું આવે છે. તેના અનેક અપરાધો મેં માફ કર્યા છે; કારણુ કે મેં તેની માને વચન આપેલું છે કે તેના સો અપરાધો હું સહન કરીશ. તે પ્રમાણે મેં મારૂં વચન પાળ્યું છે. તે યુદ્ધ માટે મને પડકાર કરે છે, તો એક સાચા ક્ષત્રી તરીકે મારે તેના પડકારને ઝીલવો જોઇએ. તેના ઉન્માદનો બદલો તેને મળવો જોઇએ.

આમ બોલી તે યુદ્ધ કરવાને આગળ આવ્યા. શિશુપાળ પણુ સજ્જ થઈને આગળ આવ્યો. સર્વ સભાજનો આ દ્વંદયુદ્ધને જોઇ રહ્યા. શિશુપાળે બાણુ છોડવા ધનુષ્ય પર યોજ્યું, પણુ તે પહેલાં તો શ્રીકૃષ્ણુદેવનું ચક્ર આવી પહોંચ્યું ને તેનો વધ કર્યો. શિશુપાળનું ધડ જમીન પર પડયું, ને તે હતો ન હતો થઇ ગયો. થોડીજ વારમાં તોફાની વાતાવરણુ અદૃશ્ય થયું, ને સભાએ શ્રીકૃષ્ણુદેવના નામનો જયઘોષ કરી પૂજાનો અર્ઘ્ય આપવામાં અનુમતિ આપી.

આ બનાવ પછી કાંઇ પણ ઉત્પાત સિવાય ર
પૂરો થયો, ને વાજીંત્રોના જયધ્વનિથી સભાજનોને વિ
યગીરી મળી. અભિમન્યુ સાત્યકિની આંગળી પકડી રાજ
મહેલ તરફ ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### દ્યૂતની રમત.

રાજસૂય યજ્ઞ થયા પછી દુર્યોધનનું મન ઇર્ષાગ્નિ
બળવા લાગ્યું. પાંડવોનો યશ ચારે ખુણે ફેલાયો તેથી
નારાજ થયો, ને તેમનો નાશ કરવાને ઉપાયો યોજ
લાગ્યો. કંદહારના રાજાનો પુત્ર શકુનિ જે દુ
ધનનો મામો હતો તે હમેશાં દુર્યોધનના દરબારમાં
રહેતા. દુર્યોધનને અવળી સલાહ આપનાર તે હતો.
દ્યૂત રમવામાં કુશળ હતો, તેથી તેણે દુર્યોધનને સલ
આપી કે પાંડવોને દ્યૂત રમવા બોલાવવા. સાચા ક્ષ
તરીકે આપણી માગણીનો અસ્વીકાર કરી શકશે નહિ;
દ્યૂત રમવા આવશે. પરિણામ ચોક્કસ છે. પાંડવો હાર
ને તેમનું રાજપાટ તથા પોતાની જાતને પણ જુગાર
હોડમાં મૂકશે. છેવટે બધું ખોશે, ને રાજપાટ વગર
રખડતા ભિખારી થઇ રઝળી મરશે.

આ સલાહ દુર્યોધનને ઘણી રુચી. દુઃશાસને પણ
કહી, ને આખરે તે પ્રમાણેજ કરવું એવા નિશ્ચય પર આ
ધૃતરાષ્ટ્રની પરવાનગી માગી. ધૃતરાષ્ટ્ર નારાજ થયો, શ
નિને આવી ખોટી સલાહ આપવા માટે ઠપકો આ

અને દુર્યોધનને વાર્યો, પણ તે એકનો બે ન થયો. આખરે હોડ વગરનું સાધારણ રમત પુરતું દ્યુત રમવાની પરવાનગી માગી પુત્રના અતિઆગ્રહથી વશ થઈને ધૃતરાષ્ટ્રે હા પાડી.

ધૃતરાષ્ટ્ર ડાહ્યો ને ચતુર પુરુષ હતો પોતાની પુત્રોની દુર્બુદ્ધિને સમજતો હતો. કોઈ દિવસ પાંડવો ને કૌરવો લઢી પડશે ને એક બીજાને હણીને કુરુકૂળની પાયમાલી કરશે તે જાણુતો હતો, તેથી તેણે પાંડવોને ઈંદ્રપસ્થ મોકલ્યા હતા; પણ ભાવિ મિથ્યા થતું નથી. દુર્યોધનને પણ દ્રોણ જેવા ઉત્તમ ગુરુએ અર્જુનની સાથેજ શિક્ષણ આપ્યું હતું. ધર્મ અને અધર્મ તે સમજતો હતો, પણ અધર્મ તરફ તેનું ભાવિ તેને ખેંચી જતું હતું. તેની દુષ્ટમતિથી તેણે પોતાનો અને પોતાના ભાઉઓનો નાશ કર્યો.

દુર્યોધને અનુચરોને ઇંદ્રપ્રસ્થમાં મોકલ્યા. તેમણે દુર્યોધનની દ્યુત રમવાની માગણી રજુ કરી. ધર્મરાજાને દ્યુત રમવું યોગ્ય લાગતું ન હતું, પણ ક્ષત્રીવટ સાચવવાને હા પાડયા સિવાય છુટકો ન હતો. તેમને માથે ધર્મસંકટ આવી પડયું. દ્યુત રમવું તે તેમને મન એક પ્રકારનું પાપ હતું. આવેલું કહેણ પાછું વાળવું એ ક્ષત્રીપદને લજવનારૂં હતું, માટે તેમણે હા પાડી, ને પાંચે પાંડવો, દ્રૌપદી ને કુંતાજી ઇન્દ્રપ્રસ્થ છોડી હસ્તિનાપુર જવા નીકળ્યાં.

દુર્યોધનનો દરબાર ભરાયો. પાંડવો પણ ત્યાં આવ્યા ને તેમને યોગ્ય આસને બેસાડયા. દરબારના વયોવૃદ્ધ પુરુષો જે આખા ભારતવર્ષમાં તેમની ન્યાયપ્રિયતા માટે વખણાતા એવા ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, વિદુર ને કૃપાચાર્ય-

ને ઉદ્દેશીને યુધિષ્ઠિરે કહ્યું, કે આ દ્યુત રમવાની સલાહ દુર્યોધનને કોણે આપી ! તમારી હાજરીમાં સર્વનાશ કરનારૂં દ્યૂત રમાશે તે કેમ અટકાવતા નથી ?

પાંચે વૃદ્ધ સત્યપ્રિય પુરુષોએ નીચું ઘાલ્યું. દુર્યોધન હઠીલો હતો. તેઓનું માને તેવો ન હતો તેથી તેઓ લાચાર હતા. તેઓ દરબાર છોડી ચાલ્યા જાત, પણ તેમની ગેર-હાજરીથી મામલો વધુ બગડી જાય તેમ સમજી પોતાના સ્થાન પર શરમથી નીચું જોઇ બેસી રહ્યા.

પણ નિર્લજ્જ શકુનિએ ઉત્તર દીધો કે યુધિષ્ઠિર ! રાજા અને ક્ષત્રી તરીકે દ્યૂત ને જાણુવાની પણ જરૂર છે. ક્ષત્રીએ જે પ્રકારનું યુદ્ધ દુશ્મન માગે તે આપવુંજ જોઈએ. તો સાધારણ દ્યૂતની રમત છે, તેમાં ધર્મ અધર્મ કાંઈજ નથી.

બાદ દુર્યોધને પોતાના તરફથી શકુનિને બેસાડયો, ને પાંડવો તરફથી ધર્મરાજા બેઠા. દ્યુત શરૂ થયું દાવ પર દાવ ફેંકાયા, પણ પ્રત્યેક દાવે યુધિષ્ઠિર હારવા લાગ્યા.

અભિમન્યુ ને દ્રૌપદીના પુત્રોને લઈને સુભદ્રા ઈંદ્ર-પ્રસ્થ રહી હતી. અભિમન્યુની પેઠેજ સુભદ્રા દ્રૌપદીના પુત્રોને ચહાતી. સર્વ પરિવાર સાથે સુભદ્રાએ મહેલના ચો-કમાં આવીને છોકરાંને રમતે વળગાડયાં, પણ તેના હૃદ-યમાં ભારે ચિંતા હતી. દ્યૂત રમવાનાં માઠાં પરિણામ તે સમજતી. દ્યતને અંતે નળ રાજાને કેવાં કેવાં કષ્ટો વેઠવાં પડેલાં તેની તેને ખબર હતી, ને કાંઈક અમંગળ બનાવ સાંભળવાની હોય તેમ તેના હૃદય ભારે ભારે ને સુનું સુનું લાગતું હતું. તેની અસ્વસ્થતા અભિમન્યુએ જોઈને તે તેની સમીપ આવીને કારણ પૂછવા લાગ્યો.

થોડીજ વારમાં હસ્તિનાપુરથી પાંડવોનો વફાદાર અનુચર ઈંદ્રસેન આવી પહોંચ્યો. તેના મુખ ઉપર ગ્લાનિ સ્પષ્ટ દીસતી હતી. કાંઈક અશુભ ખબર તે લાવ્યા છે તેમ સુભદ્રાને લાગ્યું. ધીરે ધીરે ઈંદ્રસેને હસ્તિનાપુરના સમાચાર કહ્યા. શકુનિ સાથે યુધિષ્ઠિર દ્યૂત રમવા બેઠા છે; સર્વસ્વ તેમાં હારી ગયા છે, રાજપાટ સર્વ હોડમાં હાર્યા છે. નિર્લજ્જ શકુનિએ દ્રૌપદીની હોડ માગી તે પણ યુધિષ્ઠિર હારી ગયા છે ત્યાં સુધીની ખબર તેણે કહી. સુભદ્રાના દીલ ઉપર ભારે આઘાત થયો. તે કાંઇ બોલી શકી નહિ. માત્ર સર્વત્ર શોકનું વાતાવરણ છવાયું.

કાકા દ્રૌપદીમાતાને હોડમાં કેમ મૂકી શકે તેમ અભિમન્યુ બોલવા લાગ્યો. સુભદ્રાએ તેને સમજાવ્યો. ઈંદ્રસેનને વધુ સમાચાર લાવવા તાબડતોબ પાછો મોકલ્યો. પછી સુભદ્રાએ સર્વ દાસ દાસીઓને શાંત પાડયાં ને છોકરાંને રાજી કરી રમતે વળગાડયાં.

મા ! આજે મને રમતમાં ચેન નથી પડતું. આવા દગાફટકા ને આટઆટલી વૈરભાવના મારા પિતાજી ને કાકાઓ કેમ સહન કરે છે ! કયાં સુધી આપણે દુર્યોધનના અપરાધો જતા કરવાના છે.

સાંભળ, બેટા ! મનુષ્યને માથે વિપત્તિ તો હોયજ. જે બહાદુર હોય છે તે હસ્તે મુખે આફતને વધાવી લે છે. ક્ષત્રીપુત્ર વિપત્તિને ગણુકારતા નથી. તારે ગુસ્સો કરવાની વાર છે. એક દિવસ એવો પણ આવશે કે દુર્યોધનને તેની દુષ્ટ મતિનો બદલો મળશે.

હસ્તિનાપુરના માઠા સમાચાર શહેરમાં ફરી વળ્યા હતા ને નગરજનો શોકથી વિહ્વળ થઇ ગયા હતા. તેવામાં ખબર આવી કે પાંડવો ક્ષેમકુશળ પાછા આવે છે. નગરજનોનો હર્ષ માયો નહિ. અટારીએ, બારીએ ને છાપરે, તથા ઝાડ પર જેને જ્યાં જગા જડી ત્યાં ઉભા રહીને પાંડવોનાં દર્શન કરવાને પ્રજાજનો ઉભા રહ્યા. સ્ત્રીઓએ પાંડવોને પુષ્પથી વધાવી લીધા.

રથ મહેલમાં આવ્યાં. ધર્મરાજા તથા અન્ય બંધુઓ ને દ્રૌપદી સર્વ પોત પોતાના રથમાંથી હેઠે ઉતર્યાં. અભિમન્યુ ને દ્રૌપદીના પુત્રો તેમને વળગી પડયા ને ખબર પૂછવા લાગ્યા. ધર્મરાજાએ સર્વને જણાવ્યું કે સર્વસ્વ હાયો હતા પણ દ્રૌપદીની સમયસૂચકતાથી પાછું મેળવ્યું છે. પછી દ્રૌપદીએ સર્વ વાત અથથી ઇતિ સુધી સુભદ્રા આગળ કહી. ધર્મરાજા સરતમાં દ્રૌપદીને હારી ગયા તેથી દુઃશાસન દ્રૌપદીને પકડી લાવવા જે મહેલમાં દ્રૌપદી ઉતર્યાં હતાં ત્યાં ગયો, ને દરબારની ખબર કહી. દુર્યોધનની આજ્ઞા દરબારમાં આવવાની સંભળાવી. દ્રૌપદીએ આનાકાની કરતાં તેના શિરકેશ દુઃશાસને ખેંચ્યા. દ્રૌપદી દરબારમાં આવી. દુર્યોધને તેને પોતાની જંઘા પર બેસવા કહ્યું, જેથી સતિએ શાપ આપ્યો કે તારી જંઘા પર ભીમસેનની ગદા પડશે ને તારૂં મૃત્યુ થશે. સરતથી બંધાએલા પાંડવો પણ દ્રૌપદીને મુક્ત કરાવવા ઉઠયા નહિ. પછી દ્રૌપદીએ પાંચ વડીલોની મદદ માગી. આખરે ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને ત્રણ વરદાન માગવા કહ્યું ને વરદાનમાં દ્રૌપદીએ પોતાની મુક્તિ, પાંડવોની મુક્તિ અને રાજ્ય પાછું સોંપી દેવાની

માગણી કરી. ધૃતરાષ્ટ્રે તે પ્રમાણે કર્યું ને દુર્યોધનની ધારણા નિષ્ફળ ગઇ.

ઉપરની સર્વ બીના ઇંદ્રસેન દ્વારા અભિમન્યુએ જાણી લીધી. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. મારા બાપ કાકા શું કરતા હતા? ભીમસેન શું કરતા હતા? આવો જુલમ, આવું અપમાન કેમ સહન કર્યું?

તારા બાપ કાકા સર્વ હતા પણ સરતમાં હારી ચૂકેલા એટલે બોલ્યા નહિ. ભીમસેનનો પિત્તો ઉછળી આવ્યો હતો પણ ધર્મરાજાએ શાંત પાડયો.

વારૂ પિતામહ ભીષ્મ, દ્રોણ ગુરુ તે બધા શું કરતા હતા? તેઓ તો શરમથી નીચુંજ જોઇ રહ્યા હતા. તે હતા તો આખરે પરિણામ ઠીક આવ્યું.

સાંભળ ઇંદ્રસેન! હું આજથી પ્રતિજ્ઞા લઉં છું કે....

પ્રતિજ્ઞા લેવાની જરૂર નથી. ભીમસેને રણક્ષેત્રમાં દુઃશાસનનો વધ કરી, તેનું લોહી પીવાની પ્રતિજ્ઞા લીધી છે, ને દ્રૌપદીનો શાપ પણ દુર્યોધનને થયો છે. તારે પ્રતિજ્ઞાની જરૂર નથી રહી. ઇંદ્રસેને તેના આવેશને શાંત પાડયો.

પાંડવો હાથમાં આવેલા બચી ગયા તેથી દુર્યોધન ઘણોજ દીલગીર થયો. તેણે મિત્રોની સભા ભરીને ફરીથીતેમની સલાહ માગી. ફરીથી પાંડવોને બોલાવવા તેવો ઠરાવ થયો. તરાષ્ટ્રની પરવાનગી માગી. ધતરાષ્ટ્ર પણ પુત્રના દુરાગ્રહથી થાકયો ને કાયર થઇને રજા આપી. પછી પાંડવોને બોલાવવા પોતાના સારથિને મોકલ્યો. ધર્મરાજા વિચારમાં પડયા, પરિણામ જાણતા હતા પણ ક્ષત્રી થઈને ના પડાય

નહિ તેથી ઈશ્વર પર ભરોંસો રાખી જવાને તૈયાર થયા. ઈંદ્રસેનને બોલાવીને કહ્યું કે ઈંદ્રસેન! ફરીથી અમને દ્યૂતને માટે આમંત્રણ છે. પરિણામ વિપરીત આવે તેવો સંભવ પણ ખરો. અમે જીતીએ તો જુદી વાત છે, પણ જો હારીએ તો તારે રથ ને અશ્વો સિવાય સર્વ રાજ્યપાટ દુર્યોધનને સોંપવું, ને અમારો હુકમ મળે તે પ્રમાણે તારે સુભદ્રાને તથા અન્ય પરિવારને લઈ જવાં. આમ સર્વ રીતનો બંદોબસ્ત કરી યુધિષ્ઠિર હસ્તિનાપુર જવા નીકળ્યા. પોતાના રાજાને આમ ધર્મસંકટમાં ઉતારનાર દુષ્ટમતિના દુર્યોધન ઉપર નગરજનો ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. યુધિષ્ઠિરે સર્વને શાંત રહેવા આજ્ઞા કરી. તેમણે ઈશ્વર પર ભરોંસો રાખવા સમજાવ્યું, ને સત્યનો જયછે તેમ જણાવ્યું.

યુધિષ્ઠિરના અમલથી પ્રજા સંતુષ્ટ હતી, ને ખરા જીગરથી પાંડવોને ચહાતી હતી, તેથી નગરજનો તેમની પાછળ ચાલવા લાગ્યા. તેમની આંખમાં આંસુ હતાં. પાંડવો મુસીબતમાં આવી જશે તેવી તેમને ધાસ્તી હતી. એથી રાજાએ બોધ કર્યો તો પણ પ્રજા શાંત થઇ નહિ. જ્યાં અમારા રાજા ત્યાં અમે, અમારા રાજાની આબાદીમાં અમારી સુખશાંતિ, રાજાની વિપત્તિમાં અમારો સર્વનો નાશ, એ પ્રમાણે પ્રજા પોકારવા લાગી. આખરે ધર્મરાજા રથમાંથી ઉતરી પડયા ને પ્રજાને પાછી વાળવા વિનતિ કરી. માણસનું કર્યું કાંઇ થતું નથી. કર્ત્તાહર્ત્તા શ્રી હરી છે, માટે ઘેર બેઠે પ્રભુપ્રાર્થના કરવાની સલાહ આપીને સર્વને પાછા વાળ્યા.

પાંડવો હસ્તિનાપુરમાં પહોંચ્યા. સાથે દ્રૌપદી ને કુંતાજી પણ હતાં. દ્યૂત શરૂ થયું. સરત એ હતી કે જો ધર્મરાજા હારે તો પાંડવો ને દ્રૌપદી બાર વરસ વનવાસ ભોગવે, ને તેરમે વરસે કોઈપણ સ્થળે ગુપ્ત રહે. જો તેમનો ગુપ્ત નિવાસ માલૂમ પડે ને પાંડવો ઓળખાઈ જાય તો ફરીથી બાર વર્ષ વનવાસ જવું પડે. આવી કડક સરત મૂકવામાં આવી. આ સરત પર દ્યૂત રમાયું. પરિણામ સ્પષ્ટ હતું. યુધિષ્ઠિર હારી ગયા. થોડી જ વારમાં રાજસૂય યજ્ઞ કરનાર પાંડવો રાજપાટ વિનાના થઇ ગયા. ધર્મરાજાએ પોતાની રાજમહોર તથા રાજછત્ર દુર્યોધનને સોંપી દીધાં. ભીષ્મ, દ્રોણ, વિદુર તથા ધૃતરાષ્ટ્ર સર્વને પ્રણામ કરી પાંડવો ચાલી નીકળ્યા. વિદુરે કુંતાજીને પોતાને ત્યાં મૂકી જવા માગણી કરી જે પાંડવોએ કબુલ કરી. બાદ પાંચ પાંડવ ભાઈઓ અને દ્રૌપદી કુંતાજીની રજા લેવા વિદુરને ત્યાં ગયાં. વૃદ્ધ માતાનું હૃદય ભરાઇ આવ્યું. ધર્મરાજાએ માને શાંત પાડયાં, ને ઈશ્વર પર ભરોંસો રાખવા પ્રાર્થના કરી. બાદ ત્યાંથી સર્વ ચાલી નીકળ્યાં. સાથે કુળગોર ધૌમ્યમુનિ વેદના મંત્રો બોલતા વિદાય થયા. હસ્તિનાપુરની પ્રજાએ પણ આક્રંદ કર્યું. દુર્યોધન પોતાનો રાજા હતો છતાં તેની ઉપર તેમને અણગમો થયો, ને પાંડવોની પાછળ દુર્યોધનની પ્રજા જવા તૈયાર થઈ. ધર્મરાજાએ તેમને પાછા ફરવા વિનતિ કરી, રાજા પ્રજાના ધર્મ સમજાવ્યા. સત્યપાલનમાં આવી પડતી મુસીબતો ધીરજથી સહન કરવી જોઇએ તેથી પોતે રાજી

ખુશીથી વનવાસ જાય છે તેમ સમજાવ્યું. પ્રજાજનો યુધિષ્ઠિરના ગુણ ગાતા ને દુર્યોધનને નિંદતા પાછા ફર્યા ને પાંડવોએ દ્રૌપદી સાથે વન તરફ પ્રયાણ કર્યું.

રસ્તામાં આજ્ઞા પ્રમાણે સુભદ્રા, અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો, તથા અન્ય સર્વ કુટુંબી જનો ને દાસદાસીઓ લઈને ઇંદ્રસેન આવી મળ્યો.

---

## પ્રકરણ ૮ મું.

---

### અરણ્યમાં પાંડવો.

આ પ્રમાણે પાંડવો વનવાસી થયા. આ માઠા સમાચાર દ્વારિકા પહોંચ્યા. પાંચાળ દેશમાં દ્રૌપદીના પિતાએ પણ એ સમાચાર જાણ્યા. તરતજ શ્રીકૃષ્ણ આવીને મળ્યા. પાંચાળ દેશનો દ્રુપદ રાજા પણ આવી પહોંચ્યો. અન્ય સર્વ સ્નેહીઓ અને શુભેચ્છકો પણ આવ્યા.

વહાલાંઓનો આ મેળાપ ઘણોજ હૃદયભેદક હતો. રાજસૂય યજ્ઞ વખતની પાંડવોની જાહોજલાલી અને આ વનવાસ એ બે સ્થિતિનો વિચાર કરતાં ધીર ને વીર પુરૂષો પણ શોકને વશ થયા. તેર તેર વર્ષ સુધી આ રાજવંશી ક્ષત્રીઓને કેટલી મુસીબતો વેઠવી પડશે તેનો ખ્યાલ કરતાં સર્વનાં હૃદય ભરાઈ આવ્યાં અને જ્યારે દ્રૌપદીના અપમાનની વાત સવિસ્તર કહેવામાં આવી ત્યારે સર્વનાં હૃદય ક્રોધથી સળગી ઊઠયાં. સર્વ યોદ્ધાઓએ તરવાર મ્યાનમાંથી બહાર કાઢી. ખુલ્લી તરવારે પાંડવોને થએલા

અન્યાયનો બદલો વાળવા પ્રતિજ્ઞા કરી. દ્રુપદ રાજાએ તો તરતજ દુર્યોધન પર આક્રમણ કરવા સલાહ આપી સાત્યકિએ ટેકો આપ્યો. ભીમને તે વાત રુચી પણ યુધિષ્ઠિર ને અર્જુને ના પાડી. સરત પાલન કરવા દેવા, ને સરતનું પાલન કર્યા બાદ જો દુર્યોધન પોતાના તરફની સરત ન પાળે તોજ યુદ્ધ કરવું તેવો નિશ્ચય જણાવ્યો. શ્રીકૃષ્ણદેવે તે વાતને અનુમોદન આપ્યું.

યાદવો અને પાંચાળો ત્રણ દિવસ ત્યાં રહ્યા. પછી પાંડવોની રજા લઈને પોતપોતાના દેશ તરફ તેઓએ પ્રયાણ કર્યું. સુભદ્રા તથા અભિમન્યુને શ્રીકૃષ્ણ દ્વારિકા લઈ ગયા ને દ્રૌપદીના પુત્રોને તેમના દાદા દ્રુપદ રાજા પોતાની સાથે પાંચાળ લઈ ગયા. પાંચ પાંડવ અને દ્રૌપદી વનમાં રહ્યાં.

---

## પ્રકરણ ૯ મું.

### દ્વારિકામાં અભિમન્યુ.

સુભદ્રા ને અભિમન્યુ દ્વારિકામાં રહેવા લાગ્યાં. રૈવતક પર્વતની સુશોભિત ટેકરી ઉપર ચારે બાજુએ ઉદ્યાનવાળો એક સુંદર મહેલ સુભદ્રાને રહેવા માટે કન્ઢી આપ્યો. તેની એક બાજુએ વિશાળ દરિયો હતો, જેનાં મોજાં મહેલની ભીંતે અફળાઈને પાછાં પડતાં. બીજી બાજુએ પર બગીચા ને તેની પાછળ લીલાંછમ ખેતરો હતાં

અભિમન્યુનો અભ્યાસ તો ચાલુ જ હતો. કૃષ્ણદેવે સાત્યકિને તથા પોતાના મોટા પુત્ર પ્રદ્યુમ્નને અભિમન્યુના શિક્ષક તરીકે રોકયા હતા. સાત્યકિ સવારમાં ને પ્રદ્યુમ્ન સાંજે અભિમન્યુને શિક્ષણ આપતા. સાત્યકિ ને પ્રદ્યુમ્ન એ જબરજસ્ત યોદ્ધાઓ હતા. શ્રીકૃષ્ણે તેઓને તાલીમ આપેલી હતી. તેઓએ અભિમન્યુને સર્વ પ્રકારની યુદ્ધ-કળા શીખવી.

બેનને મળવા કૃષ્ણદેવ દરરોજ આવતા. અભિમ-ન્યુની પણ ખબરઅંતર લેતા ને તેનાં અભ્યાસની પરીક્ષા લઈ કીંમતી સુચનાઓ કરતા, ને તેને ઉત્તેજન આપતા. મોટા મામા બળરામ પણ આવતા, ને અભિમન્યુની સાથે વાર્તાલાપ કરી, અભ્યાસમાં મદદ કરતા, ને બેનનું દુઃખ ઓછું કરવા પ્રયત્ન કરતા.

વર્ષો વીતવા લાગ્યાં. શોકગ્રસ્ત મુખમુદ્રાથી ચિંત્વન કરતી સુભદ્રા બેઠી છે તેને જોઇને અભિમન્યુ કહેવા લાગ્યો, મા ! ચાલોને આપણે પણ મારા બાપ કાકાઓ સાથે વનમાં રહીએ.

માએ જવાબ આપ્યો, બેટા ! તેમ કરતાં તારા અભ્યાસને નુકસાન પહોંચે તેમ છે. પાંડવ કુટુંબની આશા તારા પરછે કુટુંબનો જ્યેષ્ઠ પુત્ર છે. રાજનો ભાર તારે માથે આવી પડે તેવો સંભવ છે, માટે તને સર્વ પ્રકારની કેળવણી આપી તારી ભવિષ્યની ફરજમાંથી પાર ઉતારવા તેને લાયક બનાવવો તે માટે હું સ્વજનોનો વિયોગ વેઠી રહી છું.

મા ! મા ! એ દિવસ ક્યારે આવે કે હું દુષ્ટ દુર્યોધનની આપણી પર દુઃખ નાખવા બદલ ખબર લઇ શકું ?

એ દિવસો પણ આવશે ! એમ વદતા વદતા, મંદ મંદ હાસ્ય કરતા શ્રીકૃષ્ણદેવ ત્યાં આવી પહોંચ્યા.

સુભદ્રા આ વખતે ઘણાજ શોકમાં હતી. વનમાં પોતાનાં પ્રિયજનો દુઃખ ભોગવી રહ્યાં છે તે યાદ આવવાથી તે આંસુ સારતી હતી. તે જોઇને કૃષ્ણદેવે તેને સાંત્વન આપ્યું ને કહ્યું, બેન સુભદ્રા ! તું સમજુ થઇને શા માટે શોક કરે છે. માણસથી પ્રારબ્ધ ફેરવી શકાતું નથી. માટે સંતાપ કરવો નકામો છે. તેનો બદલો પરમેશ્વર આપશે. આખરે સત્યનો જય થાય છે.

આમ અનેક પ્રકારે બેનના દીલને શાંત કરી પછી શ્રીકૃષ્ણ અભિમન્યુની ખબરઅંતર પૂછી. તેનો અભ્યાસ કેમ ચાલે છે તે પૂછયું, ને પછી દ્રૌપદીના પુત્રોને અત્રે બોલાવ્યા છે તે વાત સુભદ્રાને તથા અભિમન્યુને જણાવી.

સુભદ્રા ને અભિમન્યુ રાજી થયાં. સુભદ્રા દ્રૌપદીના પુત્રો પર ઘણોજ પ્રેમભાવ રાખતાં. ને તેમના આવવાથી સુભદ્રાનો જીવ કાંઈક શાંત થશે માટે જ શ્રીકૃષ્ણે તેમને અત્રે તેડી મંગાવ્યા હતા.

દ્રૌપદીના પાંચે પુત્રો આવી પહોંચ્યા. સુભદ્રાએ તેમને છાતી સરસા ચાંપ્યા. અભિમન્યુ પણ તેમને પ્રેમથી ભેટયો. શ્રીકૃષ્ણ, બળરામ, સાત્યકિ ને પ્રદ્યુમ્ન વગેરે સર્વ યાદવો તેમને મળવાને આવ્યા. સાત્યકિ ને પ્રદ્યુમ્નને આ

નવા વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા કૃષ્ણદેવે આજ્ઞા કરી. મજાકમાં શ્રીકૃષ્ણ બોલ્યા, સાત્યકિ અને પ્રદ્યુમ્ન! તમારી કીર્તિ પણ વધતી જાય છે; દેશ દેશાવરથી તમારી પાસે વિદ્યા પ્રાપ્ત કરવા રાજકુમારો આવે છે.

સાત્યકિએ જવાબ દીધો. વિદ્યા આપતાં ખૂટી જવાની નથી એટલે અમે નિર્ભય છીએ. આપની મહેરબાની છે તો આવા ચાલાક વિદ્યાર્થીઓ અમને પ્રાપ્ત થાય છે.

* * * *

વર્ષો વીતી ગયાં દ્રૌપદીના પુત્રો ને અભિમન્યુ હવે બાળક રહ્યા ન હતા. ગૌર પ્રચંડ શરીર, ભવ્ય કપાળ પાણીદાર ચળકતી આંખો, વિશાળ છાતી, કઠણ સ્નાયુઓ અને લાંબા હાથવાળા, બહાદુર ને દૃઢ મનના તેજસ્વી યુવકો તેઓ થયા હતા. તેઓ જ્યારે અશ્વ પર ચઢીને ફરવા નીકળતા ત્યારે નગરનાં સર્વ સ્ત્રીપુરૂષો તેમને જોઇ રહેતાં. સર્વ પ્રકારની યુદ્ધ કળામાં તેઓ પ્રવીણ થયા હતા. રાજ્યનીતિ અને ધર્મશાસ્ત્રમાં તેઓ પારંગત થયા હતા. શરીરની છટા ને આદર્શ રીતભાતમાં તેઓ પાંડવોનોજ નમુનો હતા. સાત્યકિને પ્રદ્યુનમ્ની વિદ્યા, સુભદ્રાની કાળજી, સુમિત્રની સલાહ ને શ્રીકૃષ્ણદેવનો પરિશ્રમ સફળ થયો હતો.

કૃષ્ણદેવ પાંડવોને વખતોવખત મળતા ને અભિમન્યુ, સુભદ્રા, વગેરેની ખૂશ ખબર કહેતા. આમ સુખે દુઃખે બાર વર્ષ વીતી જવા આવ્યાં.

બાર વર્ષનો વનવાસ પૂરો થવા આવ્યો હતો. સુભદ્રા દિવસો ગણતી. તેની ગણતરી પ્રમાણે ત્રણ દિવસ બાકી હતા પછી પાંડવોને ગુપ્ત નિવાસ શોધીને રહેવાનું હતું. કૃષ્ણને ઉદ્દેશીને કહ્યું, ભાઈ! તેરમું વરસ ઘણું દુઃખદાયક થઇ પડશે. પાંડવો સંબંધી કાંઇ ખબર આવે તો ઠીક.

આમ વાત ચાલતી હતી એટલામાં રથનો ખડખડાટ ને અશ્વોનો હણહણાટ સંભળાવા લાગ્યો. કૃષ્ણદેવે સુમિત્રને તપાસ કરવા કહ્યું; કારણ કે એક નહિ, બે નહિ પણ ઘણા રથ વેગથી રૈવતક પર્વત તરફ ધસી આવતા હોય તેમ અવાજ થતો હતો.

સુમિત્ર પાછો આવ્યો ને કહ્યું હજારો રથ પર્વત તરફ આવે છે ને તેની બનાવટ જોતાં ઉત્તર તરફના રથ હોય તેમ લાગે છે.

કૃષ્ણદેવે હસીને કહ્યું, એટલે શું તારૂં એમ માનવું છે કે દુર્યોધનનું લશ્કર પાંડવોના પુત્રોને પકડી જવા ચઢી આવે છે. જો એમ હોય તો ફીકર નહિ. આપણે તેમને પહોંચી વળીશું.

પણ તેમની શંકા તરતજ પતી ગઈ. રથ નજીક આવી લાગ્યા. મોખરે પાંડવોનો વફાદાર સેવક ઈંદ્રસેન હતો. સુમિત્રને જોઇને તે રથમાંથી ઉતરી પડયો. સુમિત્રને ભેટયો. સુમિત્ર તેને કૃષ્ણદેવ ને સુભદ્રા પાસે લઇ ગયો. ઈંદ્રસેને તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી રાજકુમારોની કુશળતા પૂછી ને તેમનાં દર્શન કરાવવા વિનતિ કરી સુભદ્રાએ કહ્યું

તારી ચારે બાજુ ઉભા છે તે કોણ છે! તું ઓળખતો નથી! તારા ખભા પર હાથ મૂકયો છે તે અભિમન્યુ છે.

ઈંદ્રસેન સાનંદાશ્ચર્યથી રાજકુમારોને જોઈ રહ્યો. તેમનાં ભરાવાદાર શરીર જોઇને તે રાજી થયો.

ત્યાર બાદ સર્વ રાજકુમારોને એકે એકે ભેટયો, અને બોલ્યો, આજે મારાં અહોભાગ્ય છે કે તમારાં દર્શન પામ્યો.

પછી કૃષ્ણદેવે પાંડવોની તથા દ્રૌપદીની ખબર પૂછી. ઈંદ્રસેને જવાબ આપ્યો, દેવ! હુ જાણતો નથી. ગઈ કાલે તેમણે વનમાંથી મુકામ ઉઠાવ્યો હશે. મને બીજો હુકમ થતા સુધી દ્વારિકાં રહેવાની આજ્ઞા કરી છે.

કૃષ્ણદેવે સર્વ રથને તેમના યોગ્ય સ્થાને લઈ જવા પોતાના અનુચરોને આજ્ઞા કરી. સર્વ અશ્વોને હયશાળામાં મોકલી આપ્યા, ને સર્વ માણસોને પણ યોગ્ય ઉતારા આપ્યા. ને તેમની ભોજનવ્યવસ્થા તાબડતોબ કરવાનો હુકમ કર્યો.

સુભદ્રા, અભિમન્યુ ને તેના ભાઇઓ પોતાના રસાલાને જોઇને પ્રસન્ન થયાં. સર્વે એક વર્ષ કયારે પૂરૂં થાય તેની વાટ જોવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૦

---

### અભિમન્યુનું લગ્ન અને મહાભારતનું મંડાણ.

પાંડવોના ગુપ્તનિવાસનું વર્ષ પૂરૂં થયું છે. વ્યાકુળ ચિત્તથી છેલ્લા ત્રણ ચાર દિવસથી સુભદ્રા પાંડવોની ખબર મળવાની આશા ધારણ કરી રહી છે. આપણો વાર્તાનાયક

અભિમન્યુ માતાને આશ્વાસન આપે છે. હવે તે માને પ્રશ્નો પૂછી દુ:ખી કરે તેવડો ન હતો. માતાને દિલાસો દેવાને માતાનું દુ:ખ મટાડવા તે તત્પર રહેતો. પોતાના કુટુંબને દુ:ખી કરનાર કૌરવોનો સંહાર કરવાને તે અધીરો થયો હતો. દ્રૌપદીનું અપમાન, કુંતાજીનો પુત્ર વિયોગ ને પોતાની માતાને પડેલી મુસીબતનો બદલો લેવા તે સમર્થ થયો. તેને ભાવિયુદ્ધના ભણકારા વાગતા હતા. યુદ્ધના વ્યૂહ, શત્રુ ને અસ્ત્રની ગણતરી તે કરી રહ્યો હતો.

કૃષ્ણદેવ, સુભદ્રા, અભિમન્યુ, ઇંદ્રસેન સર્વ પાંડવો સંબંધી વાર્તાલાપ કરી રહ્યાં હતાં, તેવામાં એક ઘોડેસવાર દોડતે ઘોડે આવી પહોંચ્યો. તેનો પહેરવેશ તે કોઇ દૂર દેશનો હોય તેમ સૂચવતો હતો. તેના મુખ પર થાકનાં ચિહ્ન દેખતાં હતાં, જેથી લાંબી મુસાફરી કરીને તે આવ્યો હોય તેમ સૂચવતાં હતાં. પાંડવોની ખબર તો તે નહિ લાવ્યો હોય એવી અંતર પ્રેરણાથી સર્વ મહેલના દ્વાર પર આવ્યા ઘોડેસવાર અશ્વ પરથી હેઠો ઉતર્યો. મહેલના એક અનુચરના હાથમાં ઘોડાની લગામ મૂકીને તે મહેલનાં પગથીઆં ચઢયો, અને શ્રીકૃષ્ણના હાથમાં પત્ર મૂકયો. કૃષ્ણદેવે પત્ર વાંચ્યો; ફરીથી વાંચ્યો. તેમના વદનકમળ પર આનંદ તરવરી રહ્યો. સર્વેએ કાંઈ શુભ સમાચાર છે તેમ ધાર્યું, અને પ્રસ્તુત સમયે શુભ સમાચાર પાંડવોની કુશળતાનાજ હોવા જોઈએ તેમ ધાર્યું.

પણ કૃષ્ણદેવે તેમને લાંબો વખત અજાણ રહેવા દીધાં નહિ. અભિમન્યુ! તારૂં તો વેવિશાળ થયું, એમ બોલતાં

બોલતાં પત્ર સુભદ્રાના હાથમાં મૂકયો. સુભદ્રાએ પત્ર વાંચી અભિમન્યુના હાથમાં મૂકયો ને ઉતાવળથી વાંચવા આજ્ઞા કરી. પત્ર ધર્મરાજાના હાથે લખાએલો હતો, જેમાં તેમણે લખ્યું હતું કે અમોએ વિરાટ દેશના રાજાની સેવા કરીને તેરમું વર્ષ વીતાડયું છે. વિરાટ રાજાએ અમારી તરફ ઘણીજ માયા ને મહેરબાની દર્શાવી છે, અને તેમનું રૂણ ફેડવા અમે અમારી બનતી રીતે તેમની સેવા કરી છે. વર્ષને અંતે અમોએ અમારા સત્યનામ જણાવ્યાં, એટલે તે અજાયબ થયા, ને અમારી સેવા સ્વીકારી તે બદલ પશ્ચાત્તાપ કરવા લાગ્યા, પણ અમે તો તેમનો આભારજ માન્યો. અમારી સાથેનો સંબંધ કાયમ રહે માટે તેમણે પોતાની દીકરી ઉત્તરાનાં લગ્ન અભિમન્યુ સાથે કરવા માગણી કરી છે. ઉત્તરા સ્વરૂપવાન, ગુણવાન ને સર્વ પ્રકારે લાયક કન્યા છે, એથી અમે તેમની માગણી સ્વીકારી છે, અને લગ્ન ટૂંક વખતમાં થશે, માટે આપશ્રી સકળ પરિવારને લઇને, અભિમન્યુ સાથે અત્રે વેળાસર પધારશો. આપના આશીર્વાદથી ને મહેરબાનીથી અમે મુસીબતનાં વર્ષો વીતાડયાં છે.

આ ખબર સાંભળી સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યો. રુકમણી, સત્યભામા વગેરે શ્રીકૃષ્ણદેવની રાણીઓ સુભદ્રાને તથા તેમના ભાણેજને મુબારકબાદી આપવા આવ્યાં. યાદવ કુમારો ને સરદારો પણ અભિમન્યુને મળવા આવ્યા. તેની અનેક પ્રકારે મજાક કરવા લાગ્યા, પણ અભિમન્યુ શાંત, ને ગંભીર હતો. તેનું વય ૧૯ વર્ષનું હતું. તેનું શરીર પ્રચંડ ને સોહામણું હતું. દેખાવ આકર્ષક ને મન હરણ કરે તેવો હતો.

પુરુષોચિત વીરતા ને ઉદારતા તેનામાં શોભી રહ્યાં હતાં. આથી મસ્તી ને વિનોદ તેના મુખકમળ ઉપર સતત વિરાજતાં, પણ અત્યારે તે શાંત હતો, ને સર્વ અભિનંદનો ગંભીર મુખમુદ્રાથી સાંભળી રહ્યો હતો. સત્યભામાએ ટીખળ કર્યું ને કહ્યું " સુભદ્રાબા, જુઓ તમારા પુત્ર તો શરમાય છે. એમાં શરમાવાનું શું છે જ ? કોણ નથી પરણ્યું ? મોટા થયા એટલે પરણવું પડે ! કન્યા હોય તો શરમાય ! મામીનો કટાક્ષ વસમો લાગ્યો તેથી અભિમન્યુએ જવાબ દીધો કે મામી હું શરમાતો નથી પણ પરિસ્થિતિનો વિચાર કરૂંછું.

હાં ! હાં ! ત્યારે તો તમે જાન કઈ પેરે કાઢવી, લગ્નનો સમારંભ કેમ ગોઠવવો, જાનમાં કોને કોને લઈ જવાં તે વિચારતા હશો. વાહ ! વાહ ! એ કામ તો અમે કરી લઈશું. તેની ચિંતા તમારે શી પડી છે ? કે પછી અમને બધાંને તમારે જાનમાં નથી લઈ જવાં કે શું ?

અભિમન્યુએ ગંભીરતાથી જવાબ વાળ્યો, એવી કંઈ ચિંતા તો નથી કરતો. પણ વાત એમ છે કે હમણાં મારૂં લગ્ન ન થયું હોત તો ઠીક મારે ટૂંક વખતમાં યુદ્ધમાં ઉતરવાનું છે. ને બીજું કારણ એ છે હું રાજપુત્ર નથી, પણ ગરીબ, નિરાધાર ક્ષત્રીછું. રાજકન્યાને હું કેવી રીતે પરણી શકું ? મારે મારૂં રાજ્ય પ્રાપ્ત કરવું જોઇએ.

સાત્યકિ ત્યાં હાજર હતો. તેણે કહ્યું સુભદ્રાનો પુત્રને કૃષ્ણદેવનો ભાણેજ નિરાધાર ! અભિમન્યુ, તારા બાહુમાં કેટલાંએ સામ્રાજ્ય સરજાવવાની શક્તિ છે.

અભિમન્યુએ ઉત્તર આપ્યો કે આપ કહો છો તે કદાચ સત્ય હશે, પણ હાલ તો મારા મામાને ત્યાં તેર તેર વર્ષથી પડયો રહ્યો છું. ને રાજપાટ વિનાનો છું.

આખરે કૃષ્ણદેવ બોલ્યા, મારા પ્રિય ભાણેજ ! ક્ષત્રીનું સામર્થ્ય તેજ તેનું રાજપાટ તારો પુરૂષાર્થ રાજપાટ મેળવશે ને તેમાં વિરાટ રાજા જેવો સમર્થ સસરો મદદ કર્તા થશે. અને તારે શી બાબતની ઉણુપ છે. સકળ વિશ્વની સામગ્રી તારી આગળ ખડી થશે ! રાજસુયયજ્ઞ કરનાર ધનંજયના પુત્રને છાજતા સર્વ વૈભવ તારા લગ્ન માટે હાજર થશે. માટે ચિંતા મૂકીદેને તૈયાર થા. ઈંદ્રસેનને ટૂંક સમયમાં પ્રયાણ માટે તૈયાર થઇ આજ્ઞા કર. પાંડવોને ભેટવા મારૂં માન અધીરૂં થઈ રહ્યું છે. સત્ય પાલન માટે તેમણે એટએટલાં કષ્ટ સહન કર્યા છે કે કોઇ ઇતિહાસમાં તેનો દાખલો રહેશે. યાદ રાખજે અભિમન્યુ ! સત્યનો જય છે.

પાંડવોએ તેર વર્ષ પૂરાં કર્યાની ખબર ભરતખંડમાં ફરી વળી ને તેમને મળવા સર્વ મીત્ર રાજાઓ પોતપોતાના રસાલા સાથે આવી પહોંચ્યા. અભિમન્યુને લઇને યાદવો પણ આવી પહોંચ્યા, દ્રુપદ રાજા પણ આવ્યો. ઉપલવ્ય આગળ પાંડવોએ પડાવ નાંખ્યો હતો, ત્યાંથી વિરાટનગર સુધીનું વીસ્તીર્ણ મેદાન ચતુરંગી દળની વિશાળ છાવણી હોય તેમ દેખાવા લાગ્યું.

ઘણાજ ભપકાથી લગ્ન વીધી શરૂ થઈ વરકન્યા ને વિરાટ રાજાએ દાન પેટે અશ્વો, હાથીઓ, રથ, સુવર્ણને રત્નજડિત અલંકારો કે જેની કીંમત થઇ શકે નહિ તેટલો

આપ્યો છૂટે હાથે બ્રાહ્મણોને દાન આપ્યાં. અભિમન્યુને ઉત્તરાનું લગ્ન થયું. વરકન્યાએ આવીને સર્વત્ર જય જયકાર થયો. વરકન્યાએ આવીને વડિલોને તથા હાજર રહેલા રૂષીમુનિઓને પગે લાગ્યાં ને આશિર્વાદ મેળવ્યા.

લગ્ન સમાપ્ત થયા પછી પાંડવોના ભાવિનો વિચાર કરવા મીત્ર રાજાઓ ભેગા થયા. તેઓ લગ્નમાં ભાગ લેવા આવ્યા. હતા પણ સાથે પોતપોતાનાં સૈન્યો લેતા આવ્યા હતા તેમાં તેમનો બેવડો હેતુ હતો. લગ્ન શોભાવવાનો તથા પાંડવોના મદદગારોનું ભાન કરાવી દુર્યોધનને સમાધાન કરવાની ફરજ પાડવાનો જરૂર પડે તો અત્રેથી બારોબાર હસ્તિનાપુર કુચ કરી જવાને પણ તેઓ તૈયાર હતા.

પણ પાંડવો ધર્મપ્રેમી ને ન્યાયી હતા. પોતાની ખાતર નાહકનાં અસંખ્ય માણસો કપાઈ જાય તે તેમને પસંદ નહતું. કોઇ પણ ભોગે સુલેહ થાય ને દુર્યોધન પોનાની શરત પાળે તો તે પ્રયત્ન કરી જોવાની તેમની ઉમેદ હતી. આથી તેમણે સર્વ મીત્ર રાજાઓને ભેગા કર્યા. ને આ બાબતમાં શું પગલાં ભરવાં છે પૂછ્યું.

સભા આગળ પ્રશ્ન મૂકાયો કે હવે પાંડવો એ શું કરવું ? સર્વ પોતપોતાનો અભિપ્રાય આપવા લાગ્યા. કેટલાકે તરતજ યુદ્ધ કરવાની સલાહ આપી. કેટલાકે વિષ્ટિ કરવાની સલાહ આપી. આમ કેટલોક વખત થયો પણ ચોક્કાસ વિચાર પર સભા આવી શકી નહિ. આ લાંબી રકઝક નહિ બળવાનને સાહસિક સાત્યકિ સહન કરી શકયો નહિ તે ઉભો થયો ને પાંડવોને કૌરવોએ જે જે દુઃખ દીધેલાં તેનું

તાદૃશ વર્ણન કરી બતાવ્યું તેના વકતૃત્વથી સભા મંત્ર મુગ્ધ બની ગઈ. સર્વનાં દીલ તેણે એક તાર કરી દીધાં. યોદ્ધાઓનાં રોમાંચ ખડાં થઈ ગયાં. ને યુદ્ધ કરવાને હણુહણી ઉઠયા ને શસ્ત્રપર હાથ નાંખી ઉન્મત્તતા દાખવવા લાગ્યા.

શ્રીકૃષ્ણના મોટાભાઈ બળરામ જે દ્યુતની હા પાડવા માટે યુધિષ્ઠિરનો વાંક કહાડતા હતા તે ઉદ્દેશથી સાત્યકીએ આગળ ચલાવ્યું કે તમે ડાહ્યા છો. મહાનુભાવ છો. તમારા જેવા ન્યાયના પક્ષને ટેકો આપતાં કેમ અચકાય છે તે સમજાતું નથી. રાજા મહારાજાઓ મારો પ્રશ્નનો જો જવાબ આપો. ધર્મરાજા દ્યુત રમવા ગયા તે શું તેમને દ્યુત પ્રિય હતું તેથી કે ક્ષત્રીવટ સાચવવા તે ગયા હતા ? ત્યારે એમ કહીને દ્રૌપદીનું અપમાન ભર સભામાં થયું તેમા પણ દ્રૌપદીનો વાંક હતો ને કાંઈ કરવા જેવું નથી. આવાં નિર્દય વચનો છાજતાં નથી. જેણે નિંદ્ય કર્મો કર્યાં છે તેનો બચાવ છે જ નહિ. ચાહે તેવો મોટો માણસ પણ તે છાવરી શકવાનો નથી. રાજાઓ ને મહારાજાઓ સાંભળો ! પાંડવોને દુઃખ દેનાર કૌરવોની ખબર લેવાનો મેં નિશ્ચય કર્યો છે. કૌરવોના રૂધિરથી પાંડવોના જખમો રૂઝવવાની મારી પ્રતિજ્ઞા છે. એક ક્ષત્રી તરીકે દ્રૌપદી જેવી સતી સ્ત્રીનું અપમાન જ્યારે મને યાદ આવે છે ત્યારે મને એમજ થાય છે કે કયાં લગી આવા દુષ્ટ પુરૂષોથી ભૂમિ ભારે મરશે. માટે ચાલો, તૈયાર થાવ ? કૌરવોના ત્રાસથી ને જુલમ કારોબારથી

જનતા ત્રાસી ગઈ છે તેને ભયમૂક્ત કરો. પાંડવોને મિત્ર ગણુતા હો તો તેમને દુઃખી કરી વનમાં મોકલનાર, દ્રૌપદીના કેશ ખેંચી સભામાં ઘસડી લાવનારનો સંહાર કરો. આપ સર્વ મદદ કરો તો સારી વાત છે નહિ તો હું એકલો તે કામ માથે લઈશ.

આ પ્રમાણે ભાષણ કરી ક્રોધથી તપી ગયેલો સાત્યકિ પુનઃ આસનપર બેઠો. તેના વકતૃત્વથી સભા ઉપર સચોટ અસર થઈ. યુદ્ધની સલાહ આપનાર પક્ષે જયધ્વનિ કર્યો-બળરામે પણ સત્યકિના ભાષણને વધાવી લીધું. ભીમ આનંદથી ટટાર થયો ને સાત્યકિ તરફ અનુમોદન આપતો દૃષ્ટિપાત કર્યો. સભાનું વલણ એક જ બાજુએ ઘસડાતું જોઇ, અનેક યુદ્ધો લઢીને રીઢો થયલો દ્રુપદ રાજા ઉભો થયો ને બોલ્યો.

હું સાત્યકિના મનને મળતો છું. કૌરવોની દુર્મતિનો બચાવ કરી શકાય તેમ નથી. સ્ત્રી તરફ માન બતાવવા જેટલી પણ ક્ષત્રીવટ ભૂલ્યા તે તેમનો વિનાશ નક્કી સુચવે છે છતાં પણ, રાજાઓને સાત્યકિ! સાંભળો, યુદ્ધ મારે માટે નવાઈની વાત નથી. બખ્તર પહેરવાને તથા આયુધ ધારણ કરવાને મારૂં શરીર ટેવાયલું છે. યુદ્ધ હાકલોં સાંભળતાં સાંભળતાં મારા શિર કેશ ધોળા થયા છે. ને તેનાં સારાં નરસાં પરિણામ પણ અનુભવ્યો છે. યુદ્ધ કરવાથી યોદ્ધાઓને શુરાતન દાખવવાનો મોકો મળે છે પણ તેની બીજી બાજુ પણ જોવી જોઇએ. કરોડો સૈનિકો વિના અપરાધે માયા જાય છે લાખો સ્ત્રીઓ રંડાય છે. બાળકો

અનાથ થાય છે તેમાં આતો વળી સ્વજન સાથે લઢવાનું છે. કૌરવો ચાહે તેટલા દુર્મતિના હોય પણ તે પાંડવોના ભાઇ છે. આવા પ્રસંગોએ શાસ્ત્રો એમ કહે છે કે સર્વ પ્રયત્ન કરી જોવાને ન ચાલે યુદ્ધ કરવું. એક પણ માણસના રક્તપાત સિવાય જો પાંડવો સામ્રાજ્ય મેળવી શકતા હોય તો તે પ્રયત્ન કરી જોવાની મારી સલાહ છે. અનેક મનુષ્યના રક્તપાતથી ખરડાયલા સિંહાસન પર તેમને બેઠેલા જોવાની મારી ઇચ્છા નથી. માટે સભામાંના જેઓ સમાધાનની તરફણમાં છે તેમના મતને આપણે માન આપો સમાધાનના સર્વ પ્રયત્ન અજમાવો આપણી ન્યાય પરાયણતા તરફ જનતાની સહાનુભૂતિ ખેંચો. દરમ્યાન આપણે પોતપોતાનાં સૈન્યો એકત્રિતકરો. મૈત્રો મેળવો. સમસ્ત ભારત વર્ષમાં પાંડવોનો ન્યાય ને કૌરવોનો અન્યાય છે તે સાબીત કરો. સમાધાનના સંદેશા શરૂ કરો. ને લશ્કરો પણ તૈયાર કરો. સમાધાન થાય તો ઠીક છે નહિ તો યુદ્ધ તો છે જ. પાંડવો ને તેમનું રાજ્ય પાછું સોંપતા હોય ને દ્રૌપદીની ક્ષમા માગવા તયાર હોય તો આપણે યુદ્ધ નથી જોઈતું. તેમનો દુરાગ્રહ નહિ છોડે તો તેનો બદલો તેમના રક્તપાતથી આમણે આપીશું.

દ્રુપદ રાજાની ઠરેલ વાણી સર્વને વાસ્તવિક લાગી. શ્રીકૃષ્ણ, વિરાટરાજા, સાત્યકિ, બળરામ, ભીમ, અભિમન્યુ સર્વેએ દ્રુપદ રાજાને જ વિષ્ટિ મંડળના અગ્રણી તરીકે જવા વિનંતિ કરી. સર્વ નૃપતિઓ પોતપોતાના દેશ ભણી ભાવિ યુદ્ધની તૈયારી કરવા ચાલતા થયા.

એક પછી એક વિષ્ટકારો હસ્તિનાપુર ગયા. પણ કૌરવોએ દુરાગ્રહ છોડયો નહિ. દ્રુપદ રાજાની વિષ્ટિ પણ નિષ્ફળ નીવડી.

આખરે શ્રીકૃષ્ણ પોતે હસ્તિનાપુર પધાર્યા. દુષ્ટમતિનો દુર્યોધન શ્રીકૃષ્ણનું પણ સાંભળવા તૈયાર ન હતો. પાંડવોના મુખ્ય સહાયક શ્રીકૃષ્ણ છે માટે તેમને પકડીને વધ કરવો તેવો તે પ્રયત્ન કરવા ગયો પણ તેમના પ્રતાપ આગળ ઝાંખો પડયો. દુર્યોધનનો વિનાશ કાળ સમીપ આવતો હતો. તેથી શુભેચ્છકોની સલાહ તેને ગમી નહિ. ભીષ્મ, દ્રોણ, વિદુર, ધૃતરાષ્ટ્ર સર્વેએ તેને સમાધાન કરી નાંખવાની સલાહ આપી પણ પાંડવોનો જડમૂળથી નાશ કરવો તેજ તેની મતલબ હતી. એટલે છેવટે પાંડવોએ કૌરવો સામે લડાઇ જાહેર કરી.



## પ્રકરણ ૧૧ મું.

### મહાભારતનું યુદ્ધ.

આમ દુર્યોધનના દુરાગ્રહથી મહાભારતનું યુદ્ધ શરૂ થયું પાંડવોએ સ્વજનનો સંહાર અટકાવવાને બનતા સર્વ પ્રયત્ન કર્યા. અર્ધા રાજ્યનો હક જતો કર્યો. દુર્યોધન જે કાંઇ આપે તે સ્વીકારવાની મરજી બતાવી પણ તેની બુદ્ધિ મારી ગઈ હતી. કોઈ પણ હિસાબે તે પાંડવોનો સર્વનાશ ઇચ્છતો હતો. એટલે યુદ્ધ કર્યા સિવાય પાંડવોને એક પણ રસ્તો રહ્યો નહિ.

કુરૂક્ષેત્રના વિસ્તીર્ણ મેદાનમાં બંન્ને લશ્કરના મોરચા નંખાયા પાંડવોનું સૈન્ય ૭ અક્ષોહિણી હતું. તેનું ઉપરીપણું દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટ ધુમ્નને આપવામાં આવ્યું હતું દ્રૌપદીના ભાઇ ધૃષ્ટધુમ્ન મહાસમર્થ યોદ્ધો હતો. તે ઉપરાંત ઘણોજ કાબેલ હતો. અને ઉત્તમ પ્રકારની વ્યુહરચના કરી જાણતો હતો. તેણે સૈન્યને પુણ્યવંતી હીરણ્વંતી નદીઓ-ળંગી સામેના વિસ્તીર્ણ મેદાન પર પડાવ નાંખવા આજ્ઞા કરી. પોતાના સૈન્યની છાવણીને વ્યવસ્થિત કતેરી અને ના પર ચોકી પહેરા ગોઠવી દીધો.

સામી બાજુએ કૌરવસેનાના અગ્રણી તરીકે ભીષ્મ પિતા નિમાયા હતા. તેમના હાથ નીચે ૧૧ અક્ષોહિણી સૈન્ય હતું. દુનિયાના પ્રખ્યાત ગણાતા બે ત્રણ યોદ્ધામાં ભીષ્મની ગણના થતી. યોદ્ધાનો પ્રસંગ ન આવી પડે તે માટે તેમણે દુર્યોધનને ઘણું સમજાવ્યો હતો. પણ યુદ્ધના પ્રસંગે તેમનેજ સેનાપતિ થવું પડ્યું. તેમણે પોતાના સૈન્યને સહીસલામત જગા પર છાવણી નાંખવા આજ્ઞા કરીને છાવણીમાંથી જતા આવતાની ખબર રાખવા ચોકીપહેરો ગોઠવી દીધો.

ઉભય છાવણીઓ કોઇ મોટા નગર સમ શોભતી ઠેકાણે ઠેકાણે ભપકાબંધ મોટા તંબુઓ દેખાતા જેથી માલમ પડતું કે કોઇ મોટા સરદારનો તેમાં નિવાસ હશે. છાવણીઓમાં બજાર, રમતગમતનાં સ્થાનોને ઠેકાણે ઠેકાણે દરવાજા ને પોળ, મહેલ્લાને ચોક હતા. અજાણ્યા માણસને તો તેમાં દાખલ થતાં એમજ લાગે કે કોઇ મોટા શહેરમાં તે ફરી રહ્યો છે.

નવ જુવાનને સાહસિક અભિમન્યુમાં અજબ સ્ફુર્તિ આવી હતી. છાવણીના દરેક મોરચાને તપાસી વળ્યો. દરેક નાના મોટા સરદારોની સાથે પરિચય કર્યો. તેના રથની ધ્વજા ફરકતી ત્યારે સૈનિકો તેને જયનાદથી વધાવી લેતા. ઉંઘ, થાક, આહાર, નિદ્રા તેણે વશ કર્યાં હતાં. સૈનિકો હથિયાર તપાસતો તેમની કવાયત લેતો ને તેમને પ્રોત્સાહન આપતો. તે મહારથી હતો. ને તેના હાથ નીચે મોટું સૈન્ય હતું. જે કોઇ મોરચા પર શત્રુનું વધારે દબાણ થાય ત્યાં પહોંચી જવાનું તેણે માથે રાખ્યું હતુ. આથી કૌરવ સેનાપતિઓની ભેટાભેટીમાં તે ઘણી વખત આવી જતો. સર્વ તેના સામર્થ્યને ચપળતાનો સ્વાદ ચાખતા પોતાના બાલ્યકાળથી તેણે પોતાનાં માતા પિતા, અને સ્વજનોને કૌરવોથી દુઃખી થતાં જોયાં હતાં. દ્રૌપદીનું અપમાન તેને ઘણુંજ સાલતું હતું. એક સૈનિક તરીકે જ તને ઉછેરવામાં આવ્યો હતો. તેની મહાત્વાકાંક્ષા તીવ્ર હતી. તેનું સામર્થ્ય અજોડ હતું. અત્યારે પોતાની સર્વ મહેચ્છાઓ પૂરી પાડવાનો પોતાનું સામર્થ્ય દર્શાવવાનો, પોતાના કાયમના શત્રુઓને શિક્ષા કરવાનો અવસર તેને મળ્યો. અજબ-ઉત્સાહ ને અતુલ શ્રદ્ધાથી તે જોખમમાં કૂદી પડતો; અને વિજય પ્રાપ્ત કરતો. ભીમસેનની રાક્ષસ સ્રી હિડિંબાને પુત્ર ઘટોત્કચ્છ પણ આવી પહોંચ્યો હતો. તેનામાં તેના માતા પિતાના સામર્થ્યનો વારસો ઉતર્યો હતો, કૌરવોએ જોયું કે તેમને એ અર્જુન ને એ ભીમસેન સામું લઢવાનું હતું. અભિનન્યુને છટોત્કચ્છના પરાક્રમે કૌરવોને ખરેખરજ ચકિત કર્યા.

સમય રાત્રિનો હતો. ઉભય પક્ષના સૈનિકો પોતપોતાની છાવણી તરફ પાછા ફરતા હતા. અભિમન્યુ પિતાના તંબુએ ગયો. ત્યાં શ્રીકૃષ્ણ સુભદ્રા, વગેરે હતાં. કેમ અભિમન્યુ! તું તો આજે દેખાયોજ નહિ! તેના પિતાએ પૂછ્યું.

આજે તો આખો દિવસ ઘટોત્કચ્છ સાથે સૈન્યની નીરીક્ષા કરીને કવાયત જોયું. ઘટોત્કચ્છ ઘણોજ સાહસિક છે. એ એકલોજ કૌરવ સેનાનો ઘાણ કાઢવા સમર્થ છે. કાકા ભીમસેનની ગદાનું બળ તેનામાં છે.

અર્જુને કહ્યું, અભિમન્યુ! શત્રુના બળનો પૂરે પૂરો ખ્યાલ કરવો. તેમની કિંમત ઓછી આંકવી તે આપણને વસમું પડી જાય. કૌરવ મહારથીઓ જેવા તેવા નથી. સર્વ શ્રેષ્ટ ગણાય તેવા મહારથી કૌરવ પક્ષમાં છે. તેમની અવગણના કરવી નહિ. ને તેમની હરોલમાં ઘુસવું તે નાની સુની વાત નથી. ને મારી તને સલાહ છે કે તારે એકલે હાથે તેમના સૈન્યમાં પ્રવેશ કરીને યુદ્ધ કરવું નહિ. શત્રુઓનું દબાણ વધારે હોય તો તારે તારો શંખ વગાડવો. એટલે અમે તારી કુમકે આવી પહોંચીશું.

શ્રીકૃષ્ણે અર્જુનને બોલતા અટકાવ્યા ને સુભદ્રા પ્રતિ કહ્યું. સુભદ્રા જો તારા પતિ પુત્રને કેવું પ્રોત્સાહન આપે છે તે હવે અભિમન્યુ! મારૂં કહેવું સાંભળ. ચાહે તેવો મહારથી હોય પણ તેના તેજમાં તારે તણાવું નહિ. યુદ્ધના મેદાન પર આવે એટલે પોતાના સામર્થ્ય પર ભરોંસો રાખવો. તારી તલવાર આગળ કોઇ પણ ટકશે નહિ. તારા

શરસંધાનથી કૌરવ મહારથીઓના કાળજાં વિંધાઈ જશે. માટે વિના સંકોચે યુદ્ધમાં તારે ઘુમવું યુદ્ધના ઇતિહાસમાં, તારૂં નામ, તારી કીર્તિ, અમર રહે તેમ તારે લઢવું.

મામા ! પિતાજીની સુચના ને આપનું પ્રોત્સાહન હું માથે ચઢાવું છું. આપને શોભા મળે તેમજ હું વર્તીશ એમ કહી પોતાના તંબુએ તે જવા વિદાય થયો.

પ્રભાત થયું. અને ઉભય લશ્કરોએ આક્રમણ શરૂકર્યું. યોદ્ધાઓની વીરહાકથી આકાશ ગાજી ઉઠયું. રથની સામે રથ હાથીની સામે હાથી, ઘોડેસ્વારની સામે ઘોડેસ્વાર, ને પાયદાળની સામે પાયદળ મંડાયા. જાણે પરમેશ્વર ભુમીનો ભાર હલકો કરવા ઉભય પક્ષને પ્રેરણા આપી હોય તેમ એક બીજાને નષ્ટ કરવા તત્પર થયા- મહારથીઓએ સંજ્ઞા વાચક શંખ વગાડીને યુદ્ધની શરૂઆત જાહેર કરી. સૂર્યના તેજમાં યોદ્ધઓનાં બખ્તરોને ટોપ ચળકવા લાગ્યાં. શસ્રો જળહળવા લાગ્યાં. સ્વર્ગમાં અપ્સરાઓ પુષ્પમાળા ગ્રહણ કરીને વીરોનો સત્કાર કરવા ઉભી રહી. અનેક યોદ્ધાઓનાં પરાક્રમ નીહાળવા ઘડીવાર ઉભયપક્ષનાં લશ્કરો થંભી જતાં અર્જુનનું ધનુષ્ય ખેંચાયલુંજ દેખાતું શરસંધાન કયારે થતું ને કયારે શર ફેંકાતું તે કહી શકવું મુશ્કેલ થઇ પડયું હતું. ભીમની ગદા સર્વત્ર ફરતી; અને શત્રુઓનો કચ્ચર ઘાણુ વાળતી કૌરવ સેનાપતિ ભીષ્મના ધસારા આગળ પાંડવસેનાને ટકી રહેવું મુશ્કેલ લાગતું આવા મહારથીઓના આક્રમણથી લોહીની નીકો વહેવા લાગી. અનેક

મસ્તકો ધુળમાં રગદોળાયાં કોઇ સમર્થ યોદ્ધાનું ભારે પરાક્રમ નીહાળી તેને જેર કરવા શત્રુસૈન્ય તેની ઉલટતું. તેને ઘેરી વળતું. પણ વાદળાંમાંથી જેમ સૂર્ય છૂટો પડી પ્રકાશ આપે છે તેમ વિજયવંત થઇને તે શત્રુ દળને વિખેરી નાંખતો. શત્રુ ને મિત્ર પક્ષના યોદ્ધાઓ તેને જયઘોષથી વધાવતા.

કોઈ પણ કસાયેલા મહારથી જેટલું શૌર્ય આપણી વાર્તાનો નાયક અભિમન્યુ દાખવતો. યુવાવસ્થાનું અતુલિત સાહસ ને શુરાતન હતું અને એક કસાયલા યોદ્ધાનું ઠરેલ પણું પણ હતું. યુદ્ધના કોલાહલમાં પણ તેનું મન શાંત, સ્વસ્થ ને નિશ્ચલ રહી શકતું. ઠરેલ ચિત્તથી તે પરિસ્થિતિ નીહાળતો ને જ્યાં મદદની જરૂર હોય, જ્યાં પાંડવ સેના પર શત્રુ સૈન્યનું દબાણ વધુ હોય ત્યાં સુમિત્રને રથ હાંકી જવા કહેતો. તેના આવતાંની સાથે લડાઇનો રંગ બદલાતો એવા પ્રસંગો પણ આવતા કે જ્યારે કૌરવદળના મહારથી સામે દ્વંદ યુદ્ધમાં પણ તેને ઉતરવું પડતું. પણ સર્વસ્થળે, સર્વ પ્રસંગે તે વિજય પ્રાપ્ત કરતો. દુશ્મનો પણ તેના શૌર્યને વખાણતા.

કોઇ પાંડવ સરદાર થાકેલો જણાતો કે ઘાયલ થતો કે તરતજ અભિમન્યુ ત્યાં હાજર થતો તેના સૈન્યની સરદારી પોતે લેતો ને પોતેજ તેની લઢાઇ લઢી લેતો. સર્વત્ર અભિમન્યુનો શંખ ધ્વનિ ગાજતો તેના રથની ધ્વજા દરેક મોરચા પર ફરફરતી જણાતી. કૌરવ પુત્રોને તો તે શોધી

શોધીને મારતો દુર્યોધનનો પુત્ર જે યુવરાજ હતો તેની શોધ માટે તે કૌરવસેનાની મધ્યમાં ઘૂસી ગયો, પણ તેનો પત્તો લાગ્યો નહિ. તેને સેનાની મધ્યમાં જોઈને કૌરવદળ તેને ઘેરી વળ્યું. દુર્યોધને તેને જીવતો પકડવાની અગર તેનો વધ કરવાની આજ્ઞા કરી, પણ પવનના સપાટા આગળ જેમ વાદળાં ટકી શકતાં નથી તેમ અભિમન્યુના ધસારા આગળ કૌરવો ટકી શકયા નહિ. તેના પરાક્રમથી, તેમજ તેના અડગ ધૈર્યથી ભીષ્મ, દ્રોણ, કર્ણ જેવા કૌરવ મહારથીઓ ચકિત થયા ને તેની પ્રશંસા કરવા લાગ્યા. પક્ષના કૌરવ સેનાનો સંહાર કરીને અભિમન્યુ પોતાની છાવણીમાં પાછો ફર્યો. પાંડવસેનાએ તેને જયગર્જનાઓથી સહીસલામત વધાવ્યો.

પાંડવસૈન્યમાં મચી રહેલી જયગર્જનાઓથી દુર્યોધન બળી ઊઠયો તે દિવસે કૌરવસેનાની ડાબી પાંખ અર્જુને તોડી નાખી હતી. અભિમન્યુ સેનાની મધ્યમાં આવી ભયંકર સંહાર કરી, સહીસલામત પાછો ફર્યો હતો. તેને યુદ્ધનું પરિણામ પોતાની વિરુદ્ધમાં જતું લાગ્યું. સેનાપતિ ભીષ્મના તંબુ પર રાત્રે ગયો ને કહ્યું કે તમે પાંડવો તરફ સહાનુભૂતિ ધરાવો છો, ને મનમાં પાંડવોનો જય ચાહો છો; નહિ તો તમારી સરદારી નીચે આવું વિપરીત પરિણામ ન હોય તેમ કટાક્ષ કર્યો. ભીષ્મે તેને ધીરજ આપીને ફરીથી વ્યૂહ રચના કરી પાંડવસૈન્ય પર પ્રચંડ આક્રમણ શરૂ કર્યું ને સેનાના મધ્ય ભાગને છિન્નભિન્ન કરી નાખ્યો. વીફરાળ સિંહ સમા પિતામહ ભીષ્મ રણક્ષેત્ર પર ઘૂમવા

લાગ્યા. અનેક મૃત દેહોના ઢગ ઉપર થઈને તેમનો રથ આગળ વધવા લાગ્યો. તેમનો વેગ અટકાવવાને અનેક યોદ્ધાઓ દોડી આવ્યા, પણ ટકી શકયા નહિ. યોદ્ધાઓનો અને મહારથીઓની કતલ કરતા કરતા ભીષ્મ પાંડવસૈન્યનો સંહાર કરવા લાગ્યા. પાંડવ સેનાની હાર તૂટી, ને ભયભીત થઇને ચારે દિશામાં અવ્યવસ્થિત રીતે નાસવા લાગી. રણક્ષેત્ર પર હાહાકાર વર્તાઈ ગયો. જગતનિયંતાની સંહારક શક્તિએ પિતામહના શરીરમાં પ્રવેશ કર્યો હોય તેવા તે દીસવ લાગ્યા.

આ વખતે આપણો વાર્તાનાયક અભિમન્યુ શું કરતો હતો? કૌરવસેનાની ડાબી પાંખ ઉપર તેણે આક્રમણ કર્યું હતું તે મોરચાની સરદારી તેને સોંપવામાં આવી હતી. આગલે દિવસે પણ ડાબી પાંખ ઉપર ઉલટયો હતો, માટે પાંડવસેનાને ઢીલી કરવા માટેજ તથા ડાબી પાંખ ઉપર જોર કરતા અટકાવવા માટેજ પિતામહે પાંડવસેનાના મધ્ય ભાગ પર આક્રમણ કર્યું હતું, ને પરિણામ પણ ધાર્યું-જ આવ્યું. પાંડવસેનાની દુર્દશા થતી જોઈને ડાબી પાંખ પરનું દબાણ કમી કરવું પડયું. અભિમન્યુએ પોતાનો રથ ભીષ્મની સામે લાવી મૂકવા સુમિત્રને આજ્ઞા કરી. સીધો સડસડાટ કરતો રથ અભિમન્યુને લઇને ભીષ્મ તરફ જવા લાગ્યો. પાંડવસેનાને મળતી મદદ અટકાવવા દુશ્મનોએ વ્યર્થ પ્રયત્ન કર્યા. અભિમન્યુ નાસતા પાંડવલશ્કરની સમીપ આવી પહોંચ્યો. રથમાં ઉભો થઈને તેણે કહ્યું, નાસો નહિ, મારા બહાદુર સરદારો, આવો! આવો! વિજયમાળ

આખરે તમનેજ પ્રાપ્ત થવાની છે. કૌરવોનો મૃત્યુકાળ સમીપ છે. તેની મદદ આવેલી જોઇને નાસતું પાંડવલશ્કર થંભી ગયું ને વ્યવસ્થિત થઈને તેની પાછળ ગોઠવાયું. પિતામહની સામે તેનોજ પૌત્ર દ્વંદ્વ કરવા માટે ઉભો. ઉભય લશ્કરો એ ભડવીરોનું પરાક્રમ નીહાળવા થંભ્યા. યુદ્ધનો રંગ બદલાયો. પાંડવસેનાને આશાયેશ લેવાની અને વ્યવસ્થિત થવાની તક મળી. અભિમન્યુએ કહ્યું, પિતામહ ! હજી તમે જીતી ગયા નથી. જુઓ, વ્યવસ્થિત પાંડવસેના તમારો વેગ અટકાવવા ઉભી છે.

ભીષ્મ હસ્યા. આ તરુણ મહારથીના ધસારાને અટકાવવા થંભ્યા. એક બાણ અભિમન્યુએ પિતામહના ચરણકમળમાં નાખીને લશ્કરી ઢબથી પોતાનો પૂજ્ય ભાવ પ્રદર્શિત કર્યો. ભીષ્મે તેનો સત્કાર કરીને દ્વંદ્વ યુદ્ધ આરંભ્યું. પિતામહ ને પૌત્ર વચ્ચે દારુણ યુદ્ધ જામ્યું. ઉભય એક બીજા પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. એક બીજાનાં બાણને સામેથી બાણ ફેંકીને જ નિરર્થક કરતા. એટલી ઝડપથી બાણ ફેંકાવા લાગ્યાં કે બન્ને વચ્ચેની જગા પણ બાણથી છવાઈ ગઈ. એક બાણથી અભિમન્યુએ ભીષ્મના સારથીને હેઠો પાડયો. એજ દશા ભીષ્મે સુમિત્રની કરી. બીજી પળે અભિમન્યુએ ભીષ્મના રથની ધ્વજા ઉડાડી દીધી. બીજા બાણથી ધનુષ્યની દોરી કાપી નાખી. ભીષ્મ જેવા વિખ્યાત બાણાવળી પણ આમ અભિમન્યુનાં સર્વ બાણને નિરર્થક કરવા અશક્ય દેખાયા. બીજું ધનુષ્ય ઉઠાવતાં પિતામહ બોલ્યા, શાબાશ ! તરુણ સરદાર શાબાશ !! આવું યુદ્ધ મને પહેલાં કદી સાંપડયું ન હતું.

આ પ્રમાણે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું. અભિમન્યુના શૌર્યથી પાંડવસેના ફરીથી ઉત્સાહિત થઈ. ભીષ્મનું ધનુષ્ય તૂટયું એટલે છ કૌરવ સરદારો જે અત્યાર સુધી પ્રેક્ષક થઇને ઉભા હતા તે આગળ આવ્યા, પણ અડગ અભિમન્યુ ડગ્યો નહિ. તેમની ઉપર પણ બાણો ફેંકીને સર્વને એકી સાથે તેણે યુદ્ધમાં ઘસડયા. અભિમન્યુની મદદે આવવા તરતજ શ્રીકૃષ્ણે રથ આગળ ધપાવ્યો. ને તેની પડખે અર્જુન, ભીમ, યુધિષ્ઠિર વગેરે ગોઠવાઈ ગયા. તુમુલ યુદ્ધ ચાલ્યું. ઇંચ જેટલી જમીન મેળવવાને પણ લાખો યોદ્ધાનો સંહાર થવા લાગ્યો. લોખંડની દિવાલ સમાં બન્ને લશ્કરો અડગ રહ્યાં. ભયંકર સંહાર થયો. આખરે કૌરવોને પાછા હઠવું પડયું ભીષ્મે લશ્કરને વ્યવસ્થિત રીતે પાછા હઠવાનો હુકમ કર્યો. જયઘોષ કરતી પાંડવસેના તેની પાછળ પડી ને કૌરવ સેનાને તેની છાવણી સુધી પહોંચાડી દીધી. દિવસ આથ મ્યો એટલે યોદ્ધાઓ યુદ્ધ બંધ કરીને પોતપોતાની છાવણી તરફ પાછા વળ્યા. આજનો રંગ અભિમન્યુએ રાખ્યો હતો, તેથી સકળ પાંડવસેના અભિમન્યુનો જયધ્વનિ કરતી પાછી વળી.

કૌરવ સરદારો રાત્રે એકત્ર થયા. દાદા, પેલો છોકરો જબરો લડવૈયા છે. તેને કેવી રીતે વશ કરવો? દુર્યોધને ભીષ્મને કહ્યું, તેજ સવાલનો વિચાર અત્યારે આપણે કર વાનો છે દ્રોણે જવાબ આપ્યો. આમ કૌરવ સેનાપતિએ પ્રભાતે થનારા યુદ્ધની વ્યૂહરચના કરવા વિચાર કરી રહ્યા હતા.

તે સમયે દ્રૌપદી અને અન્ય પાંડવ સ્ત્રીઓ સુભદ્રાના તંબુએ ગઈ ને અભિમન્યુના વિજય માટે તેને અભિનંદન આપ્યું. બધાં પછી અભિમન્યુના તંબુ ઉપર ગયાં. અભિમન્યુ તો યુધિષ્ઠિરના તંબુએ સેનાપતિઓની સાથે યુદ્ધમંત્રણા કરવા ગયો હતો, એટલે તેની નવોઢા સ્ત્રી ઉત્તરાને, આવા વીર પતિની અર્ધાંગના થવા માટે ધન્યવાદ આપ્યો. વડીલોના આશિર્વાદથીજ સર્વ સારાં વાનાં થાય છે તેમ લજ્જાયુક્ત મુખથી ઉત્તરાએ જવાબ વાળ્યો.

ટુંક વખતમાં ચોતરફ જયઘોષ સાંભળતો ને યોદ્ધાઓના ધન્યવાદ સ્વીકારતો અભિમન્યુ પોતાના તંબુ ઉપર આવી ચઢયો દ્રૌપદીએ, અને સુભદ્રાએ તેનાં ઓવારણાં લીધાં. દ્રૌપદીએ કહ્યું, પુત્ર! આજ તારી અપ્રતિમ વીરતા અને દક્ષતાથી પાંડવસેના બચી છે. પાંડવકૂળની આબરૂ તેં રાખી છે. રણક્ષેત્ર પર સિંહ સમો ગર્જતો અભિમન્યુએ નમ્રતાથી જવાબ આપ્યો, માતાજી! વીડલોનાં પુણ્યથીજ સર્વ વિજય પ્રાપ્ત થાય છે.

'વાહરે મારા વિવેકી મહારથી!' આમ હાસ્યજનક ટકોર કરતા શ્રી કૃષ્ણદેવ, પાંડવો સાથે આવી પહોંચ્યા. તેમણે સુભદ્રા ને દ્રૌપદી તરફ મુખ કરીને કહ્યું, આજના જેવું યુદ્ધ જોવાનો મને કદી પ્રસંગ મળ્યો ન હતો.

તદન સાચી વાત છે, અને હું લશ્કર તરફથી અભિમન્યુને અભિનંદન આપવા આવ્યો છું તેમ વદતા પાંડવ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન તંબુમાં આવી પહોંચ્યા.

આમ અનેક સરદારો આવીને અભિમન્યુને માન આપીને વિદાય થયા. સર્વને વિદાય કરીને અભિમન્યુ સુમિત્રના તંબુ પર ગયો, ને તેની ખબર અંતર પૂછી. સુમિત્ર શુદ્ધિમાં આવ્યો હતો. ધીરે ધીરે તેનું દર્દ કમી થતું હતું. તેના શસ્ત્રવૈદે જણાવ્યું કે પ્રાતઃકાળે યુદ્ધમાં સુમિત્ર ભાગ લઈ શકશે. ત્યાર બાદ માતાપિતાને નમન કરવા તેમના તંબુ ઉપર ગયો અને પછી પોતાના તંબુ ઉપર આવ્યો, જ્યાં તેની પ્રેમાળ ને વીર પત્ની ઉત્તરા તેનો સત્કાર કરવા તત્પર હતી. આખા દિવસના યુદ્ધની હકીકતથી અભિમન્યુએ તેને વાકેફ કરી. આવા વીર પતિની અર્ધાંગના હોવા બદલ ઉત્તરા પોતાના જીવનને ધન્યવાદ આપવા લાગી.

---

## પ્રકરણ ૧૨ મું.

---

આ રીતે દશ દિવસ યુદ્ધ ચાલ્યું. મહાન યોદ્ધાઓ-સંહાર થયો. લાખો સૈનિકો કપાઈ ગયા. અભિમન્યુની વીરહાક સર્વત્ર ગાજી રહેતી. બબ્બે વખત તેણે ભીષ્મના પ્રચંડ ધસારાને અટકાવી કૌરવોની જીતની બાજી ફેરવી નાખી. કૌરવ પુત્રોમાંના ઘણા ખરાને તેણે શોધી શોધીને હણ્યા હતા, અનેકેટલાએ કૌરવ સરદારોનો તેણે પોતાને હાથે વધ કર્યો હતો. કૌરવ લશ્કરને તે કાળ સમો લાગતો, જ્યારે પાંડવ સૈન્ય આ યુવાનની સરદારી નીચે લડવાને તલપાપડ

થઇ રહેતું ને તેને જોઇને વિજયનાદ કરી મૂકતું. ઉભય પક્ષના સૈનિકોને તે બીજા અર્જુન સમો પરાક્રમી લાગવા માંડયો. આખરે યુદ્ધના દશમાં દિવસે અર્જુને ભીષ્મને રૂવે રૂવે બાણથી વીંધ્યા. ભીષ્મ મરણતોલ ઘાયલ થયા ને રથમાં ઢળી પડયા.

અગિઆરમા દિવસથી સૈન્યનું આધિપત્ય દ્રોણને સોંપવામાં આવ્યું. દ્રોણ ભીષ્મ જેવાજ પરાક્રમી અને વ્યૂહ રચનાના વિશારદ હતા. લશ્કરના મોરચા દ્રોણે નવેસરથી ગોઠવ્યા, દરેક મોરચા ઉપર અનુભવી સરદારોને રાખ્યા અને મધ્ય વિભાગની સરદારી પોતે લીધી. પછી પાંડવ સેનાપર આક્રમણ શરૂ કર્યું. દ્રોણની શ્રદ્ધા અને આત્મબળથી કૌરવસેના પુનઃ ઉત્સાહિત થઈ. અર્જુન સિવાય બીજું કોઈ દ્રોણ સામું ટકી શકતું નહિ.

અભિમન્યુએ દ્રોણની બાજુ પર લઢતા જયદ્રથના મોરચા ઉપર જોરથી ધસારો કર્યો. લશ્કર લશ્કર સામે અથડાયાં ને તુમુલ યુદ્ધ જામ્યું. અભિમન્યુએ જયદ્રથની સામો પોતાનો રથ લાવવા સુમિત્રને સૂચન કર્યું. બાદ જયદ્રથને ઉપરા ઉપરી અનેક બાણ નાખી અકળાવી નાખ્યો. જયદ્રથના રથની ધ્વજા તૂટી પડી. રથના અશ્વ કપાઇ ગયા ને સારથી પણ એજ દશાને પામ્યો. આમ એક ઓગણીસ વર્ષના તરુણ સરદારને હાથે પોતાની અપકીર્તિ થઇ. તેનો બદલો લેવાને હાથમાં નગ્ન તરવાર લઈ જયદ્રથ અભિમન્યુનો વધ કરવા દોડયો. અભિમન્યુ પણ તરવાર ખુલ્લી કરી

રથમાંથી નીચે કૂદી પડ્યો ને જયદ્રથે પાંડવોના બાર વરસના વનવાસમાં દુર્યોધનની આજ્ઞાથી દ્રૌપદીને પકડી જવાનું જે નીચ કાવતરું કર્યું હતું તેની યાદ આપી કહ્યું 'જયદ્રથ તારા એ દુષ્કૃત્યનો બદલો આપવાનું મને ઘણા દિવસથી થયા કરતું હતું, આવ! આવ! આજે તારે તારા પાપનો બદલો મેળવવાનો છે.'

પોતાની નામર્દાઇની વાત રણક્ષેત્રમાં કહી બતાવી તેથી જયદ્રથ ક્રોધથી લાલપીળો થઈ ગયો. અભિમન્યુપર તરવારના પ્રહાર કરવા લાગ્યો. એક બાળક સાથે ખેલ કરતો હોય તેટલી સરળતાથી અભિમન્યુએ જયદ્રથના ઘા ઝીલ્યા. શાંત અને સ્વસ્થ રીતે જયદ્રથના પ્રહારો ચુકાવતો જયદ્રથ સમા મહારથી સાથે આટલી કુશળતાથી લઢતો નીહાળીને દુશ્મનો પણ આ તરુણ મહારથીને ધન્યવાદ આપવા લાગ્યા. ક્રોધથી ફુંફાડા મારતો જયદ્રથ અભિમન્યુ પર તૂટી પડતો. શાંત નિશ્ચલ અને મંદ સ્મિત કરતો અભિમન્યુ તેના ઘા નિષ્ફળ કરતો. તે શાંત સુખમુદ્રાનો દીસતો પણ તેની આંખની ચપળતા અદ્વિતિય હતી. તેની તલવાર તેની આસપાસ એવી ગતિથી ફરતી કે કોઈ પણ દિશાથી આવી પડતો ઘા ખાળી શકાતો. આખરે અભિમન્યુએ જયદ્રથને થકવ્યો, ને પછી તેની પર આક્રમણ શરૂ કર્યું. અભિમન્યુની તરવારથી જયદ્રથના શરીર પર ઘા પડયા ને તેની તલવાર ભાંગી ગઇ. ભયભીત દશામાં જયદ્રથ છેવટે પૂંઠ બતાવીને નાસવા મંડયો. તેને જીવતો પકડવાને અગર યુદ્ધ પુરું કરવાની ફરજ પાડવાને અભિ-

મન્યુ તેની પૂઠે ધાયો. પાંડવસેનાએ જયઘોષ કર્યો. છેટેથી આ દૃશ્ય નીહાળી અભિમન્યુની સમીપ જઇ તેને ધન્યવાદ આપવા ને જોઇતી મદદ આપવા ભીમદેવ આવવા લાગ્યો.

ટુંક વખતમાંજ અભિમન્યુની તરવારથી કપાઇને જયદ્રથ હેઠો પડત, પણ નકુળ ને સહદેવનો મામો શલ્ય રાજા કે જેણે કૌરવનો પક્ષ લીધો હતો ને લશ્કરનો એક મોરચો પોતે સાચવતો હતો તે રથને હાંકીને અભિમન્યુનો રસ્તો રોકીને ઉભો રહ્યો. અભિમન્યુને સમીપ આવતો જોઇ કહ્યું, 'તરુણ સરદાર! તે કાયરનો પીછો છોડ ને આવ, મારી સાથે યુદ્ધ કર.'

તરતજ સુમિત્રે રથ આણ્યો. રથમ! આરુઢ થઇને અભિમન્યુ શલ્યની સામા લડવા લાગ્યો. શલ્ય ગદા-યુદ્ધમાં ભીમ અને દુર્યોધનની બરોબરીનો હતો. રથ હાંક-વામાં કૃષ્ણની બરોબરી કરી શકે તેમ હતો. ઉંચા પ્રકારની બાણાવળી હતો. પણ અભિમન્યુની ચપળતા આગળ તે ફાવ્યો નહિ. ટુંક વખતમાં અભિમન્યુના બાણુથી પોતાનું મસ્તક હેઠું પડશે તેની ખાત્રી થઇ જવાથી શલ્ય ધનુષ્ય બાણ ફેંકી દઇને, ગદા લઇને અભિમન્યુ 'સામે ધાયો.

દુશ્મન જે આયુધ લઇને લડવા માગે તે આયુધથી તેની સામે યુદ્ધ કરવું તેવો દ્વંદ્ધ યુદ્ધનો કાયદો હોવાથી અભિન્યુ ગદા સાહીને શલ્યની સામે ધસ્યો. બરાબર આજ વખતે ભીમદેવ ત્યાં આવી પહોંચ્યો. શલ્યની ગદા જોઇને તેનાથી શાંત રહેવાયું નહિ. અભિમન્યુને બાજુ પર ધકેલીને શલ્યની સામે પોતે ગદાયુદ્ધ કરવા માંડયું.

શલ્ય અને ભીમ બંને પ્રખ્યાત ગદાધારી હતા. ઉભય એક બીજાને મચક આપે તે અશકય હતું, તેથી સાયંકાળ સુધી યુદ્ધ ચાલ્યું અને અંધારૂં છવાતાં સો પોતપોતાની છાવણીમાં પાછા ફર્યા.

દ્રોણની સરદારી નીચે બે દિવસ યુદ્ધ ચાલ્યું. યુદ્ધની સ્થિતિનો વિચાર કરવા સેનાપતિ દ્રોણના તંબુએ કૌરવો એકઠા થયા. દુર્યોધન નાઉમેદ થયો હતો. ભીષ્મ જેવો બળવાન સરદાર તેણે ગુમાવ્યો હતો. બે દિવસથી દ્રોણના પ્રયત્નો નિષ્ફળ જતા હતા. તેણે દ્રોણાચાર્યને કહ્યું, આપના બળ ઉપર ને વ્યૂહરચનામાં મને ભારે વિશ્વાસ હતો, પણ બે દિવસના તમારા પ્રયત્નો નિષ્ફળ ગયા છે તે જોતાં મને યુદ્ધનું ભાવિ આશાજનક લાગતું નથી.

કર્ણ વચમાં બોલી ઊઠયો કારણ સ્પષ્ટ છે. દ્રોણ પાંડવોને ચાહે છે, ને તેમના પ્રત્યે મહેરબાની રાખે છે.

દુર્યોધને દ્રોણ સામું જોઇને કહ્યું, કે જો એમ હોય તો આપણે જાણી લેવું સારૂં કે સરદારી બીજા કોઇને સોંપીએ.

કર્ણના શબ્દથી ને દુર્યોધનની શંકાથી દ્રોણ નારાજ થયા ને કહ્યું, ભલે, સરાદારી બીજાને સોંપો. તમારા મામા શકુનિને સેનાપતિ બનાવો ! તે જય અપાવશે. પાંડવો પ્રત્યે મને પ્રેમ છે તે વાત સત્ય છે, પણ પ્રેમને વશ થઇને ફરજમાં હું કચાશ રાખી શકું નહિ. પાંડવો કાંઈ સુકાં પાંદડાં નથી, કે સહેજ નાશ થઇ શકે. તેમના પક્ષમાં

પણ ચતુર યુદ્ધવિશારદો, પ્રખ્યાત બાણાવળીઓ ને બળવાન ગદાધરો છે. દુર્યોધનની નોકરી હું કરતો આવ્યો છું, ને તેવીજ વફાદારીથી જીવન પર્યન્ત કરીશ, પણ મનમાં હું સમજું છું કે આ લઢાઈ દુર્યોધને નાહકની વહોરી લીધી છે. પાંડવોના પક્ષમાં સત્ય છે, માટે સત્યનો જય આખરે થશે. સેનાધિપતિપણું લેતાંજ મેં જણાવ્યું હતું કે અર્જુન સામે હું ટકી શકીશ નહિ; કારણ અર્જુન પર મને ઘણો સ્નેહ છે.

રાજા શલ્યે જવાબ આપ્યો, અર્જુનની સામે બીજા લઢશે પણ દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન. સાત્યકિ તેમનું શું? તેમનો કેમ નાશ કરતા નથી? અને પેલો બાળક અભિમન્યુ! ભલા ભલા કૌરવ સરદારોની ફજેતી કરી રહ્યો છે, તેને કેમ પાંસરો કરતા નથી?

દુર્યોધને ઉમેર્યું કે કે ગુરુજી, સત્ય વાત છે. તે અભિમન્યુનો કાંટો તો કાઢીજ નાખવો જોઈએ. તેનો સત્વર વધ થાય તેવી પેરવી કરો. તેનો ત્રાસ ઘણોજ વધી પડાયો છે. તે આપણને માનભંગ કરી રહ્યો છે.

આખરે બધા સરદારો આ વાત પર એકમત થયા કે કોઈપણ પ્રકારે અભિમન્યુનો વધ કરવો, ને તેમણે દ્રોણને તે કામ હાથ ધરવા વિનવણી કરી.

શલ્યે કહ્યું ગઈ કાલે એણે મને પરાજિત કર્યો છે, ને મારા જેવી દશા આપણી સર્વની કરી છે.

સર્વના મત સાંભળી લઇને દ્રોણાચાર્ય શયનગૃહમાં

જવા ઉભા થયા ને જતાં જતાં બોલ્યા ઠીક છે, આવતી કાલે તમે અર્જુનને રોકી રાખજો, ને અભિમન્યુની ખબર હું પોતે લઇશ.

તરતજ કૌરવ સૈન્ય તરફથી લઢતા શમશ્પતાકા નામના સરદારોએ બીડું ઝડપ્યું કે અમે આવતી કાલે અર્જુન સામે યુદ્ધ કરવાનું આમંત્રણ કરીશું અને આખો દિવસ અર્જુનને અમારી બાજુ રોકી રાખીશું.

આમ રાત્રે નકી થયું કે અર્જુનને યુદ્ધક્ષેત્રમાંથી બીજી બાજુ રોકવો, ને સર્વ કૌરવ સરદારોએ અભિમન્યુની ખબર લેવી.

આ ખબર પાંડવોને રાત્રે છુપા જાસુસ દ્વારા મળી ગઇ, અને અભિમન્યુની સલામતી માટે યુધિષ્ઠિરને ચિંતા થવા લાગી.

શ્રીકૃષ્ણે હસતે હસતે કહ્યું, અભિમન્યુ, કૌરવો તારી ઉપર ઘણાજ પ્રસન્ન છે. આવતી કાલનો દિવસ તારે માટે રોકયો છે. અભિમન્યુએ જવાબ આપ્યો, મારા કરતાં જો આપને પકડી લે તો કૌરવો સહેલાઇથી પાંડવોને હરાવી શકે; કારણ કે સર્વ યશ આપને આભારી છે.

શ્રીકૃષ્ણે કહ્યું મને પકડી શકશે નહિ, ને હણી શકશે પણ નહિ. આ યુદ્ધનો અંત હું જોવાનો છું, એમ મારૂં હૃદય સાક્ષી પૂરે છે, અને કૌરવોને માટે એક તસુ જમીન રહેવાની નથી એમ હું ખાત્રીપૂર્વક કહું છું.



# પ્રકરણ ૧૩ મું.

## અભિમન્યુનું અવસાન.

સંગ લેશો તો સાજ સજું હો!
માથે ધરૂં રણમોડ,
ખણુને માંડવ ખેલવા હો!
મારે રણલીલાના કોડ,
મારા કેશરભીના કંથ હો!
સિધાવોજી રણવાટ.

મોડી રાત્રે અભિમન્યુ પોતાના તંબુએ ગયો. ઉત્તરા તેની વાટ જોતી યુદ્ધની પરિસ્થિતિ વિચારી રહી. કૌરવ સેનાએ કરેલા સંકેતથી તે માહીત થઈ હતી, અને અભિમન્યુને માથે ઘણુંજ જોખમ હતું તે પોતે સમજી શકી હતી; પણ તેણે પતિને નિરુત્સાહી કરવું યોગ્ય ધાર્યું નહિ. આવા મહાયુદ્ધમાં અનેક મહારથીઓ માર્યા જવાના તે તો સ્પષ્ટ હતું. અનેક વીરાંગનાઓ પતિ પાછળ સતી થઈ જતી, પણ ઉતરા તેમ કરી શકે તેમ ન હતું; કારણ કે તેને સારો દિવસ હતો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં શમશપતાકા સરદારોએ યુદ્ધનો આરંભ કર્યો ને અર્જુનને યુદ્ધમાં સામા આવવાનું આમંત્રણ મોકલ્યું. અર્જુન તથા શ્રીકૃષ્ણ તેમની સામે લઢવા ઉતર્યા. બન્નેએ અભિમન્યુની પૂંઠ સાચવવા યુધિષ્ઠિર તથા સાત્યકિને તેમજ ભીમદેવને સૂચના કરી.

દ્રોણના મુખ ઉપર અડગ નિશ્ચય અને તેજ ચમકતાં હતાં. નક્ષત્રી કરનાર પરશુરામ સમા ભયંકર તે દીસતા હતા. દરરોજ કરતાં તે વહેલા રણક્ષેત્રમાં પધાર્યા હતા, ને ચક્રવ્યૂહની રચના પ્રમાણે સૈન્યને તે ગોઠવી રહ્યા હતા. આ વ્યૂહ ઘણો જ કઠીન હતો અને કુરૂક્ષેત્રમાં આજ સુધીનાં યુદ્ધોમાં તે પહેલાં કદી કોઇએ યોજ્યો નહતો. આ વ્યૂહની રચના સમજી શકે તથા તેમાં લડી શકે તેવું જ્ઞાન કૌરવ ને પાંડવ પક્ષમાં ફક્ત એ ત્રણ માણસનેજ હતું. દ્રોણ પાસેથી અર્જુન તે શીખ્યો હતો અને અર્જુન પાસેથી અભિમન્યુ તે શીખ્યો હતો. લશ્કર ચક્રાવામાં ઉભું રહ્યું. તેની અંદર બીજો ચક્રાવો ને તેની અંદર ત્રીજો. આમ સાત ચક્રાવામાં લશ્કર ઉભું રહ્યું, ને વ્યૂહમાં પેસવાનું દ્વાર એકજ હતું. વળી તેના ઉપર મજબુત કિલ્લેબંધી કરી હતી, ને દ્વાર સાચવવા દ્રોણ પંડે ઉભા હતા. ખરેખર, આ વ્યૂહમાં પ્રવેશ કરવો તે મૃત્યુના મુખમાં પ્રવેશ કરવા જેવું લાગતું હતું.

પાંડવોએ કૌરવ સૈન્ય પર હલ્લો કર્યો. દ્રોણની આજ્ઞા પ્રમાણે કૌરવ સૈન્ય પાછળ હઠયું. આખરે પાંડવ સૈન્ય વધતું વધતું દ્રોણના ચક્રવ્યૂહ આગળ આવીને ઉભું. આ વ્યૂહને તોડયા સિવાય પાંડવ સેનાથી આગળ વધી શકાય તેમ નહતું. વ્યૂહની અંદરના સૈનિકો સુરક્ષિત હતા. તેમણે પાંડવ સેના પર બાણોનો વરસાદ વરસાવવા માંડયો. પાંડવ લશ્કર થોભ્યું. સરદારો એકઠા મળ્યા, ને વ્યૂહ કેવી રીતે તોડવો તેનો વિચાર કરવા લાગ્યા. ભીમદેવે પોતાના ગદા-

ધારીઓ લઇને ચક્રાવાને તોડી નાખવાની માગણી કરી, પણ તે નિયમ વિરુદ્ધ હતું. લશ્કરને પાછળ હઠાવવું ને અર્જુન આવે ત્યાં સુધી વાટ જોવી એવી સલાહ કોઇએ આપી પણ તે ક્ષત્રીવટ વિરુદ્ધનું હતું. ફક્ત દ્રોણને હઠાવી, માર્ગ ખુલ્લો કરી, વ્યૂહની અંદર જવું ને ત્યાં રહી તેની અંદરથી વ્યૂહને તોડતા તોડતા બહાર નીકળવું એ રીતે આ વ્યૂહ લઢવાની રીત હતી. આ નિયમનું ઉલ્લંઘન કરનાર ક્ષત્રીની નિંદા થતી.

જે પુરુષોએ ધર્મ અને નીતિના પાલન માટે આટ-આટલાં કષ્ટ વેઠયાં, તેર તેર વરસ વનવાસ સેવ્યો, તે યુદ્ધ-નીતિનો ભંગ કરેજ કેમ ? ધર્મ રાજાએ સર્વ સરદારોની સલાહ માગી, પણ કોંઇ રસ્તો બતાવી શક્યું નહિ. ખરે-ખર ! એક પણ બાણ ફેંકયા સિવાય હાર કબુલ કરી છાવણીમાં પાછા વળવાનો પ્રસંગ આવ્યો. કૌરવો પાંડવોની વિડંબના કળી ગયા ને આનંદમાં આવી તેમણે જયઘોષ કર્યો.

અર્જુન ને શ્રીકૃષ્ણ હતા નહિ. ભીમ, ધૃષ્ટદ્યુમ્ન જેવા મહારથીઓ પણ કામ કરી શકે તેમ નહોતું. પાંડવ સરદારો નાઉમેદ થઈને ક્રિયાશૂન્ય બની ગયા હતા. અભિ-મન્યુને તે પરિસ્થિતિનું ભાન થયું. તેણે કહ્યું શા વિચાર ઉપર આવો છો ! જોતા નથી કે કૌરવો જયગર્જના કરીને આપણને નોંતરી રહ્યા છે !

ધર્મરાજાએ કહ્યું, સત્ય છે અભિમન્યુ ! પણ આપણે આ સ્થિતિમાં વ્યૂહ તોડી શકીએ તેમ નથી. અર્જુનની ગેરહાજરીમાં રસ્તો સૂઝતો નથી.

અભિમન્યુએ પ્રત્યુત્તર દીધો કે અર્જુન અને શ્રીકૃષ્ણ નથી એટલે આપણે લાચાર થઈએ તે ઘટિત નથી. ચાલો, ઊઠો! વ્યૂહમાં પ્રવેશ કરવાનું હું માથે લઉં છું. જોઉં છું દ્રોણ શું કરે છે તે!

ધર્મરાજાએ કહ્યું કે હું તને આ વ્યૂહની અંદર ઉતરવા દઈશ નહિ; કારણ કે સર્વ કૌરવ મહારથી તેમાં એકત્ર થયા છે. દ્રોણ આગેવાન છે, માટે અર્જુન આવે ત્યાં સુધી રાહ જોવી એજ મને તો ઉચિત લાગે છે.

અભિમન્યુએ અટ્ટહાસ્યુ કર્યું ને જવાબ આપ્યો, કાકા! ભીષ્મ ને શાય કરતાં વધારે બળવાન કોઈ નથી. તમે જોયું નથી કે તેમની સામે હું કેવી રીતે લઢી રહ્યો હતો. મારી નસોમાં યાદવોનું અને પાંડવોનું મિશ્ર લોહી વહે છે જે શત્રુઓનો સંહાર કરવાને અહર્નિશ ઉછળી રહ્યું છે.

ભીમસેને હર્ષથી અભિમન્યુને અનુમોદન આપ્યું.

અભિમન્યુએ કહ્યું ચક્રવ્યૂહમાં પાંડવ સેનાને દાખલ કરી શકીશ. વ્યૂહના મધ્યભાગને તોડી નાખીશ પણ વ્યૂહમાંથી પાછા કેમ નીકળવું તેનો મને અનુભવ નથી, છતાં પણ હું આ જોખમ ખેડી શકીશ.

ભીમદેવે કહ્યું, હું તારી પાછળ ગદા લઇને રક્ષણ કરીશ, ને સંકટ સમયે ગદાથી વ્યૂહના ચુરા કરી નાખીશ. અભિમન્યુનું રક્ષણ કરવાનું માથે લીધું. એ સર્વનો અભિમન્યુએ સામટો ઉત્તર વાળ્યો કે સર્વ પોતપોતાની ફરજ બજાવજો. મારી પૂંઠ સાચવવાની કાંઇ જરૂર નથી.

ધર્મરાજા ને સાત્યકિ કે જેમને અભિમન્યુની ખબર રાખવાની અર્જુનની ભલામણ હતી તે વિચારમાં પડી ગયા. અભિમન્યુને રોકવા તે સમર્થ ન હતા, ને તે સાહસ કરી જીવનું જોખમ ખેડતો હતો તે સ્પષ્ટ હતું; તેથી તેઓએ પોતપોતાના મોરચા સંભાળ્યા. સાત્યકિ અભિમન્યુ પાસે આવ્યો ને સુમિત્રને બદલે રથ હાંકવાનું કામ માગી લીધું, પણ આ સિંહ બાળકે જવાબ આપ્યો કે સુમિત્ર એ મારો સદાનો સાથી; આજના મહત્વના યુદ્ધમાં તેને ભાગ લેવા ન દેવો એ મારે માટે હિણપદભર્યું કહેવાય. એમ કહી સુમિત્રે આણેલા રથ ઉપર તે આરુઢ થયો ને શંખનાદ કર્યો. તેનો શંખનાદ સાંભળતાં પાંડવ સેના આગળ વધવા લાગી.

તરતજ યુદ્ધ શરૂ થયું. બન્ને છાવણીઓમાંથી સામસામાં બાણોનો વરસાદ પડવા લાગ્યો. અનેક યોદ્ધાઓ બાણથી ભેટાઇને ધરણી પર પડવા લાગ્યા. અભિમન્યુનો રથ આગળ વધવા લાગ્યો. ચક્રવ્યૂહના મુખ દ્વાર ઉપર અભિમન્યુએ દ્રોણને દીઠા, એટલે તેણે દ્રોણ ઉપર બાણનો એવો તો પ્રચંડ મારો શરૂ કર્યો કે ઉભય એક બીજાને જોઇ શક્યા નહિ. અભિમન્યુ અને તેના અંગરક્ષકોએ બાણોની ઝડપમાં આગળ વધવા માંડયું ને અનુપમ ચતુરાઇથી ને સાહસથી અભિમન્યુએ પોતાનો રથ વ્યૂહના મુખદ્વારમાં ઘુસાડી દીધો. તેના અંગરક્ષકોએ દ્વાર સાચવતા કૌરવ સૈનિકોનો સંહાર કર્યો ને જયઘોષ કરતા કરતા કરતા અભિમન્યુ ને તેના અંગરક્ષકો ચકાવામાં પેસી ગયા. અભિ-

મન્યુની ચતુરાઇથી દ્રોણની આગળ બાણની દિવાલ થઈ હતી, ને અભિમન્યુને તે રોકવા માટે અસમર્થ હતા, છતાં જતાં જતાં અભિમન્યુ દ્રોણને કહેતો ગયો કે ' ગુરુજી ! માફ કરજો. આપની સાથે યુદ્ધ કરવા રોકાઇ શકયો નથી; પણ ચાલો અંદર આવો, આપણે હાથ અજમાવીએ. '

અભિમન્યુની હિંમત અને ચાલાકી જોઇ બાણવિદ્યાના આચાર્ય દ્રોણ ગુરુ થંભી ગયા. આ ચાલાકી ને નીડરતા તેમણે અર્જુનમાં પણ દીઠી ન હતી. આવી રીતે ચક્રાવાનું મુખદ્વાર તોડવાને તે પોતે પણ અસમર્થ હતા. દુર્યોધનને ખબર થઈ કે ચક્રાવાના મુખને અભિમન્યુએ તોડયું છે. તે દ્રોણ પાસે આવ્યો ને કહ્યું 'ગુરુજી, તમે અભિમન્યુને અંદર કેમ જવા દીધો !'

દ્રોણે કહ્યું કે અભિમન્યુ પોતાના પુરુષાર્થથી અંદર પ્રવેશ કરી શકયો છે. તેણે નાખેલા બાણનો ઢગલો બતાવીને કહ્યું, આટલા બાણોના વરસાદ આગળ દ્વાર સાચવતા સૈનિકો ફાવી શકયા નહિ. છેવટે તેમણે દુર્યોધનને ખાત્રી આપી કે હજી આ ચક્રવ્યૂહ તોડાયો નથી. ખરું યુદ્ધ તો વ્યૂહના મધ્ય ભાગમાં જામશે, માટે તમે તમારી જગાએ પાછા ફરો.

આ બાજુ અભિમન્યુ સર્વત્ર હાહાકાર વર્તાવતો આગવ વધ્યો. ધરતીકંપથી જેમ નગરના દુર્ગ ઢળી પડે તેમ હાથીઓ ને રથ જમીન પર રોળાવા લાગ્યા. અશ્વો પોતાના સવારો સાથે જમીન પર પડયા. સર્વ મનુષ્યના ભગ્ન અવયવો રઝળવા લાગ્યા; ને યોદ્ધાઓની આખી ને

આખી હારો કપાઇ જવા લાગી. કૌરવ સૈન્યમાં ભંગાણ પડયું ને યોદ્ધાઓ અવ્યવસ્થિત દશામાં નાસભાગ કરવા લાગ્યા. ચક્રવ્યૂહ ક્ષણ વારમાં ધૂળમાં મળી જશે તેવો પ્રસંગ આવી રહ્યો. દુર્યોધન પોતાના ચાર બળવાન સરદારોને લઇને અભિમન્યુ પર ચઢી આવ્યો. એક ધનુષ્ય પર જ અભિમન્યુએ પાંચ શર યોજ્યાં, ને પાંચેને એકજ વખતે ઘાયલ કરી નસાડયા. પછી દુઃશાસન આવ્યો. અભિમન્યુને જીવતો પકડી લેવાને તેણે પોતાના સૈન્યને હુકમ કર્યો. અભિમન્યુએ કહ્યું, દુઃશાસન, ભીમે તારૂં રક્તપાન કરવાની પ્રતિજ્ઞા કરી છે માટે તને તો જીવતો જવા દેવો જોઈએ, પણ થોડા ઘણો ઝપાટો લેતો જા, એમ કહી બીજાં પાંચ બાણ એકી વખતે તેના પર છોડયાં, જેથી દુઃશાસનનો સારથી, તેમજતેના અશ્વો ઘાયલ થયા ને દુઃશાસન પોતે પણ બેભાન થઇને પડયો.

અર્જુન સમો બાણાવળી ને પરાક્રમી કર્ણ ધસી આવ્યો, પણ તે ટકી શકયો નહિ. અર્જુનનો બરોબરીઓ તેના પુત્રથી હારી જાય તેવા આક્ષેપમાંથી બચવા યુક્તિથી તે જગા પરથી તે ખસી ગયો.

દ્રોણપુત્ર અશ્વત્થામા ને કૃપાચાર્ય ચઢી આવ્યા. તેમણે પણ ઝાઝું ઉકાળ્યું નહિ.

આમ એકે એક સર્વ કુરુ સરદારો અભિમન્યુ પર ચઢી આવ્યા, ને સર્વનો આપણા તરુણ સરદારે પરાભવ કર્યો. સિંધુ દેશનો અધિપતિ જયદ્રથ રાજા તો આઘોજ આવ્યો નહિ. ટુંક વખત પર અભિમન્યુએ તેને ઘાયલ કરી યુદ્ધ-

ભૂમિમાંથી નસાડયો હતો, એટલે બીજી વાર તવી નામોશી વહોરવાને આગળ આવ્યો નહિ, પણ દ્રોણ ગુરુ પાસે દોડી ગયો. ને સર્વ સમાચાર કહ્યા. દ્રોણને તેણે મધ્ય ભાગમાં જવાને વિનંતી કરી તથા મુખદ્વાર સાચવવાનું ને અભિ- મન્યુની કુમકે જતા લશ્કરને અટકાવવાનું પોતે માથે લીધું. કારણ અર્જુન અથવા અભિમન્યુની ગેરહાજરીમાં તે પાંડવ સેના સામે ટકી શકે તેમ હતું, અને થયું પણ તેમજ. પાંડવ સરદારોએ જયદ્રથ પર અનેક હલ્લા કર્યા, પણ સર્વને પાછા હઠવું પડયું. વ્યૂહની કિલ્લેબંધી એવી સરસ હતી કે અંદર રહેલા સૈનિકો દુશ્મનની ઉપર બાણ છોડી શકતા પણ દુશ્મનનાં બાણ તેમના પર ઝાઝી અસર કરી શકતાં ન હતાં. ભીમ, સાત્યકિ ને ધૃષ્ટદ્યુમ્ન જયદ્રથ ઉપર તૂટી પડયા, પણ તેમને તેણે પાછા વાળ્યા. કોઇ પણ રીતે બહારની મદદ અભિમન્યુને મળી શકી નહિ. વ્યૂહની અંદર કૌરવ સેનાની સંખ્યા ઘણી મોટી હતી, જ્યારે મુઠીભર અંગરક્ષકોને લઇને અભિમન્યુ અંદર ઘૂસી ગયો હતો. તે બહાદુર હતો, નીડર હતો. જ્યારે તેણે સાંભળ્યું કે જયદ્રથ મુખદ્વારને ખાળીને ઉભો છે એટલે તે તેની પર ચઢયો. રથ નજીક આવતાં તેણે જયદ્રથને પડકાર કર્યો કે જયદ્રથ! આમ જો! તે દિવસનો નાસી ગએલો આજે હાથ આવ્યો છે, માટે યુદ્ધ કરવા સજ્જ થા.

દરમિઆન કૌરવ સરદારો દ્રોણને ઘેરી વળ્યા હતા. અભિમન્યુ જયદ્રથનો વધ કરીને ટુંક વખતમાં છટકી જશે તો અનુભવી ને વૃદ્ધ કુરુ સરદારોનું નાક જશે ને લશ્કર

તદ્દન બેદીલ થઇ જશે, એ પ્રમાણે તેઓ દ્રોણને કહી રહ્યા હતા. ખરેખર, આજનો યુદ્ધનો રંગ અપૂર્વ હતો. દ્રોણની વ્યૂહરચના નિષ્ફળ કરીને, સર્વ કૌરવ સરદારોની વચમાંથી એક તરુણ સરદાર સહીસલામત છટકી જાય એ જેટલું વિસ્મયકારક હતું તેટલુંજ વિસ્મયકારક જયદ્રથ જેવો સામાન્ય સરદાર વ્યૂહનું મુખદ્વાર સાચવે તે હતું. દ્રોણને આ ઘટના કેવી રીતે બનતી હતી તે સર્વ પૂછી રહ્યા હતા.

દ્રોણે ખુલાસો કર્યો કે જયદ્રથને પરમેશ્વરે આજે કાંઈ અપૂર્વ બળ ને હિંમત આપ્યાં હોય તેમ જણાય છે, અને અભિમન્યુના સાહસની વાત તો સમજી શકાય તેવી છે. તેને ઘણાજ ઉંચા પ્રકારની લશ્કરી તાલીમ મળેલી છે. અર્જુન પાસેથી તે કવચધારિણી મંત્ર શીખેલો છે, જેથી આપણે કોઇ તેને ઇજા કરી શકતા નથી. કર્ણ ખીજવાઇ ગયો અને બોલ્યો 'ત્યારે આપણે બધા હથીઆર હેઠાં મૂકી દઇએ ને હાર સ્વીકારી લઇએ. દુર્યોધનને સલાહ આપીએ કે તેણે યુદ્ધક્ષેત્ર છોડી જંગલમાં ચાલ્યા જવું. દુનિયા જાણે તો ખરી એક પાંડુપુત્રથી છ કૌરવ મહારથીઓ હારી ગયા. આવા પરાક્રમથી પણ ઇતિહાસમાં આપણું નામ તો રહેશે. શૂરવીર તરીકે નામ નહિ રહે તો કાયર તરીકે તો જરૂર ભારતવર્ષની પ્રજા આપણને સંબોધશે.'

ચાણાક્ય શકુનિએ ટાપસી પુરી કે બરાબર છે. દ્રોણને પાંડુપુત્રો તરફ પક્ષપાત છે. અભિમન્યુને હણે તો અર્જુન નારાજ થાય, તે કરતાં દુર્યોધન જંગલમાં જાય તો શું ખોટું ?

દ્રોણે શકુનિ તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિપાત કર્યો, ને કહ્યું 'શકુનિ ! બસ કર તારી અવળી સલાહથીજ આ મહાભારત મંડાયું છે. ઓ દુરાત્મા ! સાંભળ, તારી સલાહ પ્રમાણે વર્તન કરનાર કૌરવોનાં દુષ્કૃત્યોનું વેર લેવા અભિમન્યુનું લોહી ઉછળી રહ્યું છે. ધર્મ, અધર્મ હું સમજું છું. દુર્યોધનનું લૂણ ખાધું છે તેથી કૌરવ પક્ષમાં ઉતર્યો છું. તમોએ મને આગેવાની આપી છે એટલે મારી ફરજ છે કે તમારા વિશ્વાસનો ભંગ કરવો નહિ. હું મારી ફરજ યથાશક્તિ બજાવી રહ્યો છે. તમારા કોઈના પણ કરતાં અધિક જોખમકારક મોરચા હું સાચવી રહ્યો છું. હવે મારી છેવટની સલાહ સાંભળો. જ્યાં સુધી કવચધારિણી મંત્ર તેનું રક્ષણ કરે છે ત્યાં સુધી તમે તેને હણી શકશો નહિ ને તેના હાથમાં ધનુષ્ય છે ત્યાં લગી તેને હરાવી શકશો નહિ. તમો કોઈ પણ તેની સામે એકલે હાથે ટકી શકશો નહિ. જો સર્વ એકી સાથે હલ્લો કરશો, અને તે ભાન ભૂલીને તમારી સામે લઢશે, જીવન ઉપરનો તેનું મમત્વ નષ્ટ થશે તો તેનો કવચધારિણી મંત્ર અફળ થશે. તેના અંગરક્ષકોથી છુટો પાડીને તેની ઉપર તમે સર્વ એકી સામટા તૂટી પડશો તો તે કદાચ હારશે. તેનું ધનુષ્ય જો ભાગી નાખશો તો તે નિશસ્ત્ર થશે. આમ કરતાં તમારે યુદ્ધનીતિનો ત્યાગ કરવો પડશે. ક્ષત્રી તરીકેની તમારી ઈજતને ઝાંખપ લાગશે, પણ જો તમારે તેનો નાશ કરવો હશે તો ઉપર પ્રમાણે કર્યા સિવાય ચાલવાનું નથી.

દુર્યોધન અને તેનો ભાઈ હર્ષથી બોલી ઉઠયા:—
“ અમે ( એને મારી નાખીશું )—એમ કરીશું, કરીશું.”

કર્ણે પૂછ્યું:—અને, દ્રોણ તમે શું કરશો? '

તેણે જવાબ આપ્યો: "મારૂં પાપી જીવન પૂરૂં કરીશ, મારાં કૃત્યોનો ભાર મારાં સંતાનનાં શિર પર પડો."

આટલું કહી તેણે મોખરે પડી કામ ઉપાડી લીધું.

દ્રોણ, કૃપ, અશ્વત્થામા, દુર્યોધન, કર્ણ અને દુઃશાસન—એ છ કુરુ નેતાઓએ અભિમન્યુને યુદ્ધનું આવાહન આપ્યું હોત તો અભિમન્યુ કમળના દ્વારે જઈ પહોંચ્યો હોત પોતે સૈન્ધવની સામે ઉભો રહી યુદ્ધ કરતો હતો, તે વખતે એ છ યોદ્ધાઓ તેની ઉપર પાછળથી તુટી પડશે, એમ ધારી તે છોકરાએ તેમનો પ્રથમ પરાજ્ય કરવાનું ધાર્યું, (નિશ્ચય કર્યો.) તેના રથનું મોં બીજી તરફ વળ્યું તે વળ્યું જ.

પણ તેના છ દુશ્મનો અદૃશ્ય થઈ ગયા હતા, તેને કમળના મધ્યમાં ખેંચી લાવીને તેની ઉપર તૂટી પડવાનો તેમણે દાવ રચ્યો હતો.

વૃદ્ધ બાહ્લિક અને ન્યાયી કૃપવર્મા, જેઓ (જરા) વધારે પ્રામાણિક હતા તેઓને સૈન્ધવને મદદ કરવા મોકલ્યા. પેલા છ સિવાય બીજા કોઈને ઉપલી બાજીની જાણ પણ પડવા દીધી ન હતી.

અભિમન્યુએ હસીને કહ્યું:—"ક્યાં ગયા? કુરુયોદ્ધાઓ? યુદ્ધ માટે કેમ તૈયાર થતા નથી? આ, હું આવી ઉભો છું." એટલામાં, એકાએક ચારે બાજુથી તેની ઉપર શરનો વરસાદ તૂટી પડયો. તેણે આસપાસ જોયું અને છ કૌરવોને તેને ચોમેર ઘેરી ઊભા રહેલા દીઠા.

તેણે દ્રોણુને પૂછયું: "આ (ન્યાય) સત્યનું યુદ્ધ કરો છો કે ? એકની સામા છ ? તમે એમજ કરવા ધાર્યું છે તો ખેર, લડાઈ ચાલવા દો." એમ કહ્યા પછી તેણે શરનો મારો તેમની ઉપર એટલી તો ત્વરાથી અને જોરથી ચલાવી મૂકયો કે પેલા છ યોદ્ધાઓ તો મહા મુશ્કેલીથી તેની સામે ટકાવ કરી ઉભા રહી શકયા. પછી દ્રોણુની યુક્તિ (બાજી) અમલમાં મુકાઇ. કર્ણે અભિમન્યુનું ધનુષ્ય ભાગી નાખ્યું અને કૃપે તેના ઘોડાનો સંહાર કર્યો; અને અશ્વ-ત્થામાએ તેના વિશ્વાસુ સારથી સુમિત્રનો નાશ કર્યો. તે છોકરો (હવે) મરણીઓ જ થયો. તેણે પોતાની ગદા ઉંચી કીધી, ને અશ્વત્થામન્ ઉપર સીધો તૂટી પડયો હોત, પણ તે યોદ્ધો (અશ્વત્થામા) ફરી ગયો અને પોતાના તાકીને છોડેલા બાણુની તે ગદાને ખાળી દીધી ને તેના ચૂરેચૂરા કરી નાખ્યા. તે પછી અભિમન્યુ તરતજ પોતાના રથ તરફ દોડી જઈ, તેનું ચક્ર લઇ આવ્યો. અને બોલ્યો:– "અરે, અર્જુનના પુત્ર અને કૃષ્ણુના ભાણેજને તમે આમ મારી જશો ખરા કે ?', તેણે એવું કહી ચક્ર ફેરવીને કર્ણ તરફ સીધું છોડયું, પણ કર્ણ રથમાંથી ઉતરી પડયો અને તેથી તે ચક્રે તેનો સારથી જે આગળ બેઠો હતો તેનું અને તેની પાછળના રક્ષકના માથાં કાપી નાંખ્યાં.

આ વખતે તે છોકરો થાકી ગયો હતો. છતાં તે બોલ્યો:–" વારૂ, યુદ્ધના ગુરુ દ્રોણુ, આ હું આવી ઉભો, તમારી બધાની સામે લડવા તૈયાર થઇ (રહ્યો) ઉભો છું; મને કુસ્તી પણ આવડે છે. (મલ્લયુદ્ધમાં પણ નિષ્ણાતજ–કુશળ જ–છું.)"

દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ કૂદી ધસી આવ્યો. અભિમન્યુએ તેને બાથમાં લીધો અને તેને કચકચાવીને (કૂંધાઈ જાય તેમ) દાબ્યો (કચર્યો) અને એક મૂક્કી મારી પૂરો કર્યો. તે લક્ષ્મણ જોડે લઢતો હતો ત્યારે તેના શત્રુઓએ ચારે બાજુએથી તેની પર શરનો મારો ચલાવ્યો. પછી દુ:શાસનનો પુત્ર આવી ઉભો. અભિમન્યુ થાકી ગયો હતો; તેનામાં બોલવાના હામ પણ રહ્યા ન હતા. તે સીધો-ટટાર-ચાલી પણ શક્યો નહિ-શકતો નહિ. તેનું જે કંઈ જોર જળવાઇ રહ્યું હતું તેનો ઉપયોગ કરી તેણે ગરદનથી પકડયો-ઉંચક્યો ને બે હાથે ઊંચો કરી તેના બાપના જ રથની સામે ફેંકી દીધો, જ્યાં તે પોટલું થઇ-ગાંસડો થઇ-પડયો અને મૃત્યુ પામ્યો, પણ અભિમન્યુનો અંત (કાળ) પાસે આવ્યો હતો, તેથી થાકીને લોથ થઈ ગયો હતો, અને કવચધારિણી મન્ત્ર તેને મૂકી જતો રહ્યો હતો. છ કૌરવોનાં શરો તેના શરીર આરપારને ભેદી નીસર્યાં હતાં અને તે મરણને શરણ થયો.





# ભક્ત પ્રહ્લાદ.

(૧)

સાત વર્ષનો નાનો પ્રભાકુંજ દરરોજ નિશાળે જવા માટે આતુર હતો. જન્મથીજ તેની બુદ્ધિ તીવ્ર હતી, તથા સ્મરણ શક્તિ ઘણી જ સારી હતી. તેના પિતા ચમનરાયે એક દિવસ રાત્રે વાળુ કર્યા પછી તેને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "જો, ભાઈ કુંજ! તને આજે હું ભગવાનના એક પરમ ભક્ત પ્રહ્લાદની વાત કહું તે તું સાંભળીશ? કુંજે કહ્યું "હા! બાપુ! એમ દરરોજ એકેક વાત મને કહો તો હું ઘણો ખુશી થાઉં." ચમનરાયે કહ્યું "જો, ત્યારે સાંભળજે હોં."

પ્રાચીન વખતમાં હિરણ્યકશ્યપ અને હિરણ્યાક્ષ નામના ઘણા જબરા બે ભાઈઓ હતા. જેમને આપણે રાક્ષસો કહીએ છીએ. એકજ માતાને પેટે તેઓ બંનેનો જન્મ સાથે થયો હતો. એક બીજાને તે ઘણા ચાહતા હતા. બન્ને ભાઈઓ ઘણા કદાવર, જબરા અને બહાદુર હતા. તેમાંના એકને એટલે હિરણ્યાક્ષને લઢવા વઢવાનું

ઘણું પસંદ હતું. બંને ભાઇઓ દેવલોકના કટ્ટા દુશ્મન હતા. હિરણ્યાક્ષ એક વખત દેવો સાથે લઢવાને સ્વર્ગમાં ઉપડ્યો. દેવો તો તેને જોતાંજ બિચારા ગભરાઈને નાઠા. હિરણ્યાક્ષ ખુશી થતો બોલ્યો "તમામ બાયલા." સ્વર્ગમાં તે કેટલોક વખત રહ્યો. એક દિવસ ઘણો તાપ લાગવાથી એ તરવા માટે સમુદ્રમાં પડયો. પોતાની ગદા વડે એ પાણીને ઉછાળતો રમત કરવા લાગ્યો. બિચારાં જળચર પ્રાણીઓ તેની બીકથી આઘાં પાછાં થઈ ગયાં. ઘણા વખત સુધી એ પ્રમાણે પાણીમાં ઘૂમ્યો. પાણીમાં એણે એક સુંદર મહેલ જોયો. એ સાગરદેવ વરુણનો મહેલ હતો. ઘણાં વર્ષો સુધી એ તો એ મહેલમાંજ રહ્યો. એક દિવસ તે વરુણને મળ્યો અને યુદ્ધ કરવા તૈયાર થવા કહ્યું. સાગરદેવ વરુણે જવાબમાં કહ્યું " મેં તો લાંબા વખતથી યુદ્ધ કરવાનું છોડી દીધું છે, અને હું તારી સાથે યુદ્ધ કરવાનો નથી. આ ઉપરથી હિરણ્યાક્ષે વરુણદેવને બાયલા કહ્યા. ત્યારે વરુણે કહ્યું "તું મહાન યોદ્ધો જણાય છે. તું શ્રી વિષ્ણુ દેવ સાથે કેમ યુદ્ધ નથી કરતો?

હિરણ્યાક્ષે કહ્યું "શ્રી વિષ્ણુ કે કોઈપણ હોય તો હું યુદ્ધ કરવા તૈયાર છું. બતાવો એ કયાં રહે છે?"

વરુણે કહ્યું, "ભગવાન પોતે પાતાળમાં રહે છે. ત્યાં જા અને યુદ્ધ કર." હિરણ્યાક્ષે કહ્યું "જાઉં છું."

કુંજ બોલ્યો, "હેં બાપુ! દેવ સાથે લઢવા તૈયાર થયો એટલો બધો એ ફાટેલો રાક્ષસ!

ચમનરાય કહે, "ભાઇ! એ લોકનાં કર્મ નઠારાં અને તેથી તેવીજ તેમની બુદ્ધિ થાય. ચાલ, હવે સૂઈ જા. કાલે આગળ વાત ચલાવીશું."

---

(૨)

કુંજ—"બાપુ! ગઇ કાલની વાત હવે કહો ને!"

ચમનરાય—"ત્યારે બોલ જોઇએ વાત કયાંથી અધુરી હતી?"

કુંજ—હિરણ્યાક્ષ પાતાળમાં જવા તૈયાર થયો ત્યાંથી. બાપુ, આગળ ચલાવો."

ચમનરાય—"હા! બરાબર યાદ રાખ્યું છે, ભાઇ! જો ત્યારે સાંભળ."

હિરણ્યાક્ષ પાતાળમાં જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં એને નારદ મુનિ મળ્યા. હિરણ્યાક્ષે તેમને કહ્યું "ચાલો, આવી જાઓ, મારે તમારી સાથે યુદ્ધ કરવું છે." નારદે જવાબમાં કહ્યું "અલ્યા! મારી સાથે યુદ્ધ કરવાથી તારી શી કીર્તિ થવાની છે? હું તો વૃદ્ધ બ્રાહ્મણ છું; મને યુદ્ધ કરતાં આવડતુંજ નથી. શ્રી વિષ્ણુ સાથે યુધ્ધ કર. તે સમર્થ યોદ્ધો છે અને તેમની સાથે યુદ્ધમાં તને ખરેખર ઘણી ગમત પડશે." હિરણ્યાક્ષ બોલી ઊઠયો "એ કયાં છે? છે કયાં? બતાવો." નારદે કહ્યું "એ પાતાળમાં છે અને જંગલી વારાહના રૂપે ત્યાં રહે છે." એમ કહી એને પાતાળનો રસ્તો બતાવ્યો. હિરણ્યાક્ષ પાતાળમાં

પહોંચી ગયો અને વારાહને ખોળી કાઢયો. તે વરાહ પોતાના મોટા દાંત વતી પાણીમાંથી માટી ખોદી રહ્યો હતો. વારાહ રૂપે રહેલા **શ્રી** વિષ્ણુ સાથે યુદ્ધ કરવા હિરણ્યાક્ષ ઘણો આતુર થઈ રહ્યો હતો. એણે પોતે ગદા ઉપાડી વારાહ ઉપર ધસારો કર્યો. એને છાતીમાં પ્રહાર કરવાને તેણે યત્ન આદર્યો. વારાહ પણ તૈયારજ હતો. એ ચાલાક યોદ્ધો હતો. ચાલાકીથી ખસી ગયો અને દૈત્યના પ્રહારને ચૂકવી દીધો. પછી વારાહ પણ ઉકળ્યો. તેણે પણ એક ગદા ઉપાડી હિરણ્યાક્ષની આંખો પર ઘા કરવાનો પ્રયત્ન કર્યો, પણ રાક્ષસે તે પોતાની ગદા પર ઝીલી લઈને પોતાનો બચાવ કર્યો. હિરણ્યાક્ષે વારાહની ગદા સાથે પોતાની ગદા અફાળી જબરો ફટકો લગાવ્યો. વારાહની ગદા એના હાથમાંથી પડી ગઈ. વારાહ હથિયાર વગર હવે લાચાર બની ગયો. એજ વખતે હિરણ્યાક્ષ એને મારી શકત પણ તેણે માર્યો નહિ. એ ઉભો રહ્યો, કારણ કે હથિયાર વગરના દુશ્મન સાથે લઢાય નહિ એવો પ્રાચીન યુદ્ધશાસ્ત્રનો નિયમ હતો. વારાહે ફરી પોતાની ગદા ઉપાડી લીધી અને યુદ્ધ ફરી શરૂ કર્યું. હિરણ્યાક્ષે વારાહ ભગવાન તરફ ઘણા જોરથી ગદા ફેંકી. વિષ્ણુએ તે પોતાના હાથમાં ઝીલી લીધી. હવે હિરણ્યાક્ષ નિઃશસ્ત્ર થયો. આ વખતે તે વારાહની દયા ઉપર હતો. વારાહે તેને નહિ મારતાં ગદા પાછી આપી. આ પ્રમાણે યુદ્ધ તો ઘણું ઘણું ચાલ્યું. હિરણ્યાક્ષને યુદ્ધ જલદી પુરૂં કરવું હતું તેથી એણે ગદા નાખી દીધી અને વિષ્ણુ સાથે હાથોહાથ લડવા લાગ્યો. તેણે વિષ્ણુને મુક્કા મારવા માંડયા. વારાહ એકદમ

બે પગલાં પાછો ખસી ગયો અને દૈત્યને તેના કાન ઉપર લમણામાં એક લાત મારી. આ લાતથીજ તે પુરો થઇ ગયો અને પતી ગયો.

ચમનરાય—"જો કુંજ ! હિરણ્યાક્ષ કેટલો ફાટી ગયો હતો તથા બધાની સાથે લડાઈઓ કરતો હતો ? તેને તેની લડાઈનું ફળ શ્રી ભગવાને આપ્યું.એટલા માટે કદી પણ બડાઈ કે અહંકાર કરવો નહિ. હવે કાલે આગળ ચલાવીશું. ક્યાંથી વાત રહી તે બરાબર મને યાદ કરાવજે, હોં, ભાઇ."

કુંજ—"વારૂ, બાપુ ! હું તમને જરૂર સંભારી આપીશ."



(૩)

કુંજ—"બાપુ ! હિરણ્યાક્ષને ભગવાને માર્યો પછી શું થયું તે આજે હવે કહો." ચમનરાય—હા, ભાઇ ! જો, સાંભળ ત્યારે."

હિરણ્યકશ્યપને પોતાના ભાઈના મરણની ખબર પડી ત્યારે એની દીલગીરી અને ગુસ્સાનો પાર રહ્યો નહિ. એણે પોતાના બધા મુખ્ય મુખ્ય દૈત્યોને બોલાવ્યા અને કહ્યું. "જુઓ ભાઇઓ ! વિષ્ણુએ મારા ભાઈ હિરણ્યાક્ષને મારી નાખ્યો." આ સાંભળી તે બધાને ઘણો ક્રોધ ચઢયો. હિરણ્યકશ્યપ બોલ્યો "સાંભળો, ભાઈઓ ! હું તમારા બધાની આગળ એક પ્રતિજ્ઞા કરૂં છું કે હું વિષ્ણુને મારીશ; હું વિષ્ણુના લોહીથી સ્નાન કરીશ. મારી ઇચ્છા છે કે

હું એકદમ તેમની સાથે યુદ્ધ કરૂં, પણ એ કાયર મને પોતાનું મુખ બતાવતો નથી. એ હંમેશાં સંતાતો ફરે છે. એનું લોહી હું પીશ ત્યારે જંપીશ, એ મારી પ્રતિજ્ઞા છે. ભાઈઓ! તમે બધા શું કરવા ધારો છો? તમામ દેવો એની તરફ છે. તેમની સાથે તમે લઢો અને તેમને હેરાન કરો. બ્રાહ્મણો યજ્ઞ કરે છે. એ રીતે તેઓ દેવોને તૃપ્ત કરે છે. તેમને બધાને મારી નાખો. ઋષિ મુનિઓને કાપી નાખો. વેદનું અધ્યયન બંધ કરો; તમામ ધર્મ કાર્ય બંધ કરી નાખો. જાઓ, સઘળું નષ્ટ કરીને મારોજ મારો. પછી આ બધા ભયંકર રાક્ષસો નીકળી પડયા. તેમણે બધાં વૈષ્ણવ મંદિરો તોડી નાખ્યાં. સઘળા વિષ્ણુપૂજકોને માર્યા. વિષ્ણુનું જે નામ દે તેને મારવા લાગ્યા. વેદાધ્યયન બંધ પડ્યું. સઘળું ધર્મધ્યાન બંધ થયું. ગામનાં ગામ બાળવા લાગ્યા. બ્રાહ્મણોની ગરદનો ઉપર તરવારો ફરવા માંડી. બધા લોક દુઃખી દુઃખી થઈ ગયા.

કુંજ—"બાપુ! એણે તો ઘણો જુલમ કર્યો. આજ તો જરા ઊંઘ આવે છે. બાપુ! કાલે આગળ ચલાવજો."
ચમનરાય—"જા બેટા, ત્યારે સૂઇ જા."

---

## (૪)

ચમનરાય—કુંજ! હિરણ્યકશ્યપે ગઇ કાલે આગળ કહ્યા પ્રમાણેનો ત્રાસ વર્તાવ્યો, પરંતુ એથી પણ એને સંતોષ થયો નહિ. એને દેવોની પેઠે અમર થવું હતું. એને

પાતાળ, પૃથ્વી અને સ્વર્ગના રાજા થવું હતું. એણે પોતે વિચાર કર્યો કે હું તપ કરૂં અને તપ કરીને અમર થાઉં. મંદાર પર્વત ઉપર જઇ એક ગુફામાં તે તપ કરવા લાગ્યો. તેની આ ગેરહાજરીનો લાભ લેવાનો ઇંદ્રને વિચાર થયો, અને તેથી તે પોતાનું લશ્કર લઇ દૈત્યો ઉપર તૂટી પડયો. દૈત્યો બધા હારી ગયા અને ભાગી ગયા. તેમની સ્રીઓને પકડી ઇંદ્રપુરીમાં લઈને જતો હતો તે વખતે રસ્તામાં એને નારદમુનિનો ભેટો થયો. તેમણે બન્ને પરસ્પર વંદન કરી નારદજીએ પૂછ્યું કે હે રાજન્! તમે આ સ્રીઓને કેમ લઇ જાઓ છો ? ઇંદ્રરાજાએ કહ્યું, મહારાજ! મારો હેતુ એ છે કે તેમને તેમના પતિઓથી છુટી કરૂં તો દૈત્યો જે દેવો ઉપર ત્રાસ વર્તાવી રહ્યા છે તેમના વંશની વૃદ્ધિ થતી અટકે. "નારદજીએ કહ્યું," ભાઇ! એ તમારો હેતુ ઠીક છે, પરંતુ આ સ્રીઓમાં હિરણ્યકશ્યપની રાણી છે તેને મારી પાસે રહેવા દો; તે સગર્ભા છે અને તેનાથી શ્રીનારાયણનો ભક્ત પ્રલ્હાદ ઉત્પન્ન થવાનો છે, અને તે ઉત્પન્ન થવાથીજ દેવોનું દુઃખ ટળવાનું છે, માટે એ રાણી મને આપો. હું એને સાચવીશ. ઇંદ્રે તરતજ એને છુટી કરી પગે લાગી પોતાને સ્થાને આવ્યા, અને રાણી જ્યારે જ્યારે પતિવિયોગ તથા રાજ્ય અને સંબંધીઓના વિયોગથી દુઃખી થઇ ખેદ કરતી ત્યારે ત્યારે નારદજી તેને શાસ્રપુરાણોમાંથી અનેક કથાઓ તથા દષ્ટાંતો આપી સ્વસ્થ કરતા અને શાંતિ આપતા. આ બધાની અસર ગર્ભમાં રહેલા પ્રલ્હાદ ઉપર થતી અને તેથી ગર્ભમાંથી

જ પ્રહ્‌લાદને જ્ઞાન પ્રાપ્ત થવા ઉપરાંત પ્રભુભક્તિ ઉપર પ્રીતિ થઇ. ગર્ભવતી સ્ત્રીઓએ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એ સ્થિતિમાં બને ત્યાં સુધી પોતાના ગર્ભ ઉપર સારા સંસ્કાર પડે એવી કથાવાર્તાઓ તથા વાતાવરણ ઉપર ખાસ લક્ષ રાખવું ઉચિત છે. એમ કરતાં કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં. એના આવા સખત તપથી દેવોને ભય લાગ્યો. એ બધા એકઠા થઇ બ્રહ્માજી પાસે ગયા અને તેમને કહ્યું, "હે પ્રભુ! હિરણ્યકશ્યપ ઉગ્ર તપ કરી રહ્યો છે. નક્કી એ કંઇક નવું તોફાન ઉભું કરવા ધારે છે. અમને ઘણી બીક લાગે છે. બ્રહ્માજીએ કહ્યું "બીશો નહિં. હું એની પાસે જાઉં છું અને એનું પરિણામ ઠીકજ આવશે." એમ કહી તેઓ હિરણ્યકશ્યપની ગુફાએ ગયા. પહેલાં તો એ બ્રહ્માજીને જડયોજ નહિ; કારણ કે એક અંધારા ખુણામાં એ શાંત પડી રહ્યો હતો. મુએલા જેવો દેખાતો હતા. એની ઉપર માટી ઘાસ તથા કીડીઆરાં થઇ ગયાં હતાં. હજારો કીડીઓ એના શરીર ઉપર ફરી રહી હતી અને એનું લોહી પીતી હતી. શરીરનાં હાડકાંજ દેખાતાં હતાં. બ્રહ્માજીએ તેને કહ્યું "અરે! હિરણ્યકશ્યપ, ઊઠ, તારા આવા મહાન તપથી હું પ્રસન્ન થયો છું. હું તને વરદાન આપવા આવ્યો છું." એમ કહી પોતાના કમંડળમાંથી થોડું પાણી લીધું, અને તે રાક્ષસ ઉપર છાંટયું, એટલે એકદમ તેનું શરીર હતું તેવું થઇ ગયું. હવે તે ઊઠયો. બ્રહ્માજીને નમસ્કાર કર્યા અને બોલ્યો "હે બ્રહ્માજી! હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું. આપના દર્શનથી હું કૃતાર્થ થયો. આપ જો વરદાન આપવા ઇચ્છતા હો તો

હું માગું તે આપો, અને તે એ કે આપનું સરજેલું કોઇ પણ પ્રાણી મને મારી ન શકે, રાત્રે કે દિવસે મારૂં મરણ ન થાય, પૃથ્વી પાણી કે આકાશમાં પણ હું ન મરૂં. કોઇ દેવ, દૈત્ય, મનુષ્ય, જાનવર, પક્ષી, સર્પ યા ભૂત પિશાચ પણ મને મારી ન શકે." બ્રહ્માજીએ કહ્યું. "જા બચ્ચા! તારી ઇચ્છાઓ પુરી થશે." કુંજ–"બાપુ! આ તો બ્રહ્માએ ઉલટું બગાડયું. એ હરામખોર તો વધારે ફાટવાનો."

ચમનરાય—"ના, ભાઇ! એનું આગળ પરિણામ સારૂંજ આવશે. ચાલ હવે કાલે."



( ૫ )

ચમનરાય—"કુંજ! ગઇ કાલે આપણે ક્યાં સુધી વાત કહી હતી?"

કુંજ—"બાપુ! બ્રહ્માજીએ હિરણ્યકશ્યપને વરદાન આપી દીધું ત્યાં સુધી આપણી વાત આવી હતી. પછી આગળ ચલાવો.

ચમનરાય—હિરણ્યકશ્યપ ખુશી થતો થતો ઘેર આવ્યો. તરતજ દૈત્યોનું એક મોટું લશ્કર એકઠું કર્યું અને તેની મદદથી આખું જગત જીતી લીધું. આથી પણ એને સંતોષ ન થયો. તેણે વિચાર કર્યો કે આ પૃથ્વી તો નાની છે, પણ પાતાળ મારે તાબે કેમ ન કરૂં? પાતાળ પણ વશ કર્યું અને ત્યાંનો પણ એ રાજા થયો. આથી પણ ધરાયો નહિ. દેવો પણ મને મારી શકે તેમ

નથી, તો સ્વર્ગ પણ કેમ નહિ જીતવું ? પછી દેવ અને દાનવો વચ્ચે મહાન યુદ્ધ થયું. પરિણામે દેવો પણ હાર્યા. હવે તો હિરણ્યકશ્યપ સ્વર્ગ, પૃથ્વી અને પાતાળનો રાજા થઈ પડયો. તે મોટા આનંદથી બોલ્યો " હા ! હા ! હુ ત્રૈલોકયનો સમર્થ રાજા છું. દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ ભૂત પિશાચ સઘળા મારી પ્રજા છે. સૌ મારે વશ છે. હુ જે કરૂં તે થઈ શકે. વાહ ! વાહ ! પછી પોતે સ્વર્ગમાં ગયો અને ત્યાં ઈંદ્રના સુંદર મહેલમાં ઈંદ્રાસન ઉપર ચઢી બેઠો. સ્વર્ગમાંથી દેવોને હાંકી કાઢી દૈત્યોને ત્યાં વસાવવા લાગ્યો. આટલી બધી સત્તા આવવાથી એનું મગજ ફરી ગયું. તે ઘણો ઘાતકી થવા લાગ્યો. લોકોને ઘણુંજ સતાવવા લાગ્યો એની મરજીમાં આવે તેને કેદ કરતો અને મરજીમાં આવે તેને લટકાવી મારતો. આ પ્રમાણે લોક બહુ દુઃખી થઈ ગયા; અને દરરોજ તેને શાપ આપવા લાગ્યા. બધાએ વિષ્ણુની પ્રાર્થના કરવા માંડી " હે પ્રભુ ! અમે દુઃખી થઈ ગયા. આ નિર્દય રાજાના ત્રાસમાંથી અમને છોડવો. જલદી વાહારે આવો. એને શિક્ષા કરો. એક દિવસ એમની પ્રાર્થનાનો આકાશ વાણીથી જવાબ મળ્યો, કે થોડો વખત ધીરજ ધરો. હિરણ્યકશ્યપના પાપનો ઘડો હજુ પુરો ભરાયો નથી. હુ થોડા વખતમાંજ એને શિક્ષા કરીશ. એ પોતાના દીકરા પ્રહલાદને હવે થોડા વખતમાં હેરાન કરવા માંડશે અને ત્યારેજ હું એને મારીશ.

" જનની જણજે તો જણું, ભક્ત, દાતા કે શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર. "

હિરણ્યકશ્યપને ચાર દીકરા હતા. તેમાં સૌથી નાનો પ્રહલાદ હતો. તે ઘણોજ સુશીલ અને સારો છોકરો હતો પોતાનાં માબાપ, ભાઇ, બેનો તથા સર્વ કોઈને તે ચાહતો ને તે સત્યવાન હતો. તેને કોઇ પણ તરેહનો ગર્વ ન હતો. તેનામાં દૈત્યનો એક પણ અંશ નહોતો. પ્રહલાદ વિષ્ણુનો ભક્ત હતો. વિષ્ણુનું ભજનકીર્તન કરતો. દરરોજ તેનુંજ આરાધાન કરતો અને તેની કથા કર્યા કરતો.

કુંજ—બાપુ ! આવો પ્રભુભક્ત દીકરો તે ક્રૂર રાક્ષસને ત્યાં ક્યાંથી અવતર્યો ?

ચમનરાય–બેટા ! એજ ઠેકાણે પ્રભુની ગહન ગતિનો ખ્યાલ રાખવાનો છે. હવે આગળ જોજે. એ દીનબંધુ દયાળ એનો કેવી રીતે અંત લાવે છે. ચાલ, હવે બાકીનું કાલે.

---

## (૬)

ચમનરાય—કુંજ ! આપણી વાત આગળ ચલાવીશું કે ?

કુંજ—હા ! બાપુ ચલાવો. મને હવે સાંભળવાની ઘણી મઝા પડે છે. પ્રભુ હિરણ્યકશ્યપને શી શિક્ષા કરે છે તે જાણુવા હું બહુ આતુર છું.

ચમનરાય–સાંભળ ત્યારે. દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય હતા. તેમને બે દીકરા હતા. તેમનાં નામ ચંદ્ર અને અલર્ક હતાં. શુક્રાચાર્ય પોતાના કુટુંબ સાથે રાજાના મહેલની પાસે રહેતા હતા. તેઓ પોતે અને એમના દીકરાઓ દૈત્યોના છોકરા-

ઓને ભણાવતા હતા. રાજાએ પ્રલ્હાદને તેમની શાળામાં મોકલ્યો. પ્રલ્હાદ બધું જલદીથી શીખી જતો. એક દિવસ ગુરુએ પ્રલ્હાદને રાજા પાસે રજુ કર્યો. તે વખત રાજા સખત મદિરાપાન કરી રહ્યો હતો. પ્રલ્હાદે રાજાને નમન કર્યું. ઘણે લાંબે વખતે રાજાએ પ્રલ્હાદને જોયો, તેથી પોતે ઘણો ખુશી થયો. પોતે તેને પોતાના ખોળામાં લીધો. પછી તેણે કહ્યું "દીકરા ! પ્રલ્હાદ ! ગુરુજી કહે છે કે તું જલદીથી એક પંડિત જેવો ભણેલો થતો જાઉં છું. મારા એક પ્રશ્નનો તારે જવાબ આપવો જોઇએ. ત્યારે મને કહે જોઈએ કે આખી દુનિયામાં સૌથી સરસ વસ્તુ શું છે ?" પ્રલ્હાદે જવાબમાં કહ્યું "અરે ! પિતા ! આખા જગતનો જે રાજા તે જ શ્રેષ્ઠ અને ઉત્તમ છે. એ એવો ભલો, માયાળુ, અને સુંદર છે તેથી હું મારા અંતઃકરણથી એને ચાહું છું. એ મારામાં, તમારામાં દરેક જણમાં અને દરેક વસ્તુમાં રહેલો છે. તે વિષ્ણુ અને બીજા ઘણા નામથી ઓળખાય છે" આ સાંભળી હિરણ્યકશ્યપ બોલી ઉઠયો "શું ! શું !" એ એકદમ ગુસ્સે થઈ ગયો. એણે ખોળામાંથી પ્રલ્હાદને ગબડાવી નાંખ્યો. ગુરુ તરફ ફરીને એણે કહ્યું "છોકરાને તમે આજ શીખવ્યું ? મારા ભાઇના ખુનીનાં એ તો ગુણગાન કરે છે." ગુરૂએ જવાબ આપ્યો કે એ અમે શીખવ્યું નથી. હિરણ્યકશ્યપ બોલ્યો "ત્યારે કોઈ દુષ્ટ વૈષ્ણવે એને છાની રીતે આ શીખવ્યું હશે. જાઓ એને પાછો તમારી શાળાએ લઇ જાઓ. અને એ નામ એને ભુલાવી નાખો અહીંથી લઇ જાઓ. એને આ વખતે સારૂં ભણાવજો. દુષ્ટ વૈષ્ણવોની



હિરણ્યકશ્યપ પાસે પ્રહ્લાદને લઇ આવેલા શુક્રાચાર્ય.

સોબત થવા દેશો નહિ." બિચારા નાના પ્રલ્હાદને પાછો શાળામાં લઇ ગયા અને ચંદ્ર અને અલર્કે તેને સોટીએ સોટીએ માર્યો.

ચમનરાય–કુંજ ! આજે આટલી કથા બસ છે. હવે કાલે.

કુંજ—બાપુ ! મને બિચારા પ્રલ્હાદની ઘણી દયા આવે છે. તેને પિતા સાથે ગુરુઓ પણ આવા નઠારાજ મળ્યા.

---

(૭)

ચમનરાય—જો હવે સાંભળ કુંજ ! પ્રલ્હાદને થોડા વખત પછી પાછા એના શિક્ષકો રાજા પાસે લઈ ગયા. રાજાએ તેને પૂછ્યું "દીકરા પ્રલ્હાદ ! શાળામાં તું શું શીખ્યો ? પ્રલ્હાદે કહ્યું "પિતાજી હું તો ફક્ત એટલુંજ શીખ્યો કે દરેક જણે શ્રી વિષ્ણુને ભજવો જોઈએ" પ્રલ્હાદનો આવો જવાબ સાંભળી ક્રોધથી રાજા રાતો પીળો થઈ ગયો, અને બોલી ઊઠયો "તારો વિષ્ણુ લુચ્ચો છે; ખૂની છે. એણે મારા ભાઇનું ખૂન કર્યું છે. એ મારો કટ્ટો દુશ્મન છે. મારા રાજ્યમાં એનું નામ કોઇથી લેવાતું નથી. હું તમામ વૈષ્ણવ ભકતોને મારી નાખુ છું. દીકરા ! આ બધું તું જાણે છે ?

"પ્રલ્હાદે કહ્યું" હા ! પિતાજી ! હું તે જાણું છું અને દીલગીર થાઉં છું." રાજાએ કહ્યું "એ માટે તું દીલગીર થાય છે ? સાંભળ, છોકરા ! તારી પણ એજ દશા થશે."

પ્રલ્હાદે કહ્યું “ પણ ખરેખર ! પિતા ! તમે તમારા પોતાના નાના દીકરાને તો નહિ મારી નાખો ” જવાબમાં રાજાએ કહ્યું “ હા. જો તું એ નીચનું નામ હવે દઈશ તો હું તને પણ મારી નાખીશ. એ ખુનીનાં ગુણગાન તું મૂકી દેજે, હાં! પ્રલ્હાદે કહ્યું “ અરે ! પિતા ! હું તો એમ નહિ કરી શકું.” રાજા ગુસ્સાથી અંધ થઇ ગયો અને હુકમ કર્યો કે “ સિપાઇઓ ! આ છોકરાને પકડો અને એના ટુકડે ટુકડા કરી નાખો. ”

કુંજ—બાપુ ! આ કેવો નિર્દય બાપ ! પ્રભુભક્ત પ્રલ્હાદ ઉપર આટલો બધો જુલમ.

ચમનરાય—હા ! પણ એનું ફળ એને પ્રભુ આપવાના છે. એ ધ્યાનમાં રાખી આગળ સાંભળજે. ”

---

(૮)

કુંજ—બાપુ ! પછી પ્રલ્હાદજીને સિપાઇઓ લઇ ગયા અને બિચારાને શું કર્યું તે કહો.

ચમનરાય—ચારેક સીપાઇઓએ પ્રલ્હાદને પકડી લીધો અને એક એકાંત જગામાં લઇ ગયા. ત્યાં તેમણે એનેક હું કુંવર ! વિષ્ણુને ભૂલી જાઓ તો અમે તમને કાંઇ પણ ઇજા નહિ કરીએ. ” પ્રલ્હાદે કહ્યું “ ભાઇઓ, હું કંઇ વિષ્ણુને ભૂલી શકવાનો નથી. ” સિપાઇઓએ દીલગીરીથી કહ્યું ” ત્યારે અમારે રાજાના હુકમનો અમલ કરવો પડશે. “પ્રલ્હાદજીએ કહ્યું ” ભલે ભાઇ તમારી ફરજ બજાવો. ” પ્રલ્હાદ

ઘુંટણે પડયા. પોતાના હાથ જોડયા. આકાશ સામી નજર કરી પ્રભુનું ભજન કરવા લાગ્યા.

"જાનકીનાથ સહાય કરે જબ,
કોન બિગાર કરે નર તેરો."

એ રીતે જેને રાખનારો સમર્થ ભગવાન બેઠો છે તેને કોણ મારી શકવાનું હતું? બે ધારવાળી તીક્ષ્ણ તરવારો ઉંચી ઉપડી અને પ્રલ્હાદના માથા ઉપર પડી. "જો કુંજ શું થયું તે." તરવારોના ચૂરેચુરા થઇ ગયા. પ્રલ્હાદને જરા પણ આંચ ન આવી. એ તો અનંદથી ભજન કરવા લાગ્યો. સિપાઈઓ તો આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયા. એમાંનો એક રાજા પાસે દોડી ગયો અને કહ્યુ. "મહારાજ, તીક્ષ્ણ ધારવાળી તરવારો પણ પ્રલ્હાદને કંઇ પણ કરી શકી નહિ! પોતાના પ્રધાનો સાથે રાજા તે જગાએ આવ્યો. પ્રલ્હાદજીએ તે બધાને કહ્યું, તમને કેમ નવાઇ લાગે છે? મારામાં વિષ્ણુ છે; તરવારોમાં પણ તે બેઠો છે. એ મને કેમ મારે? હુ અંતઃકરણથી એને ભજું છું." રાજાએ કહ્યું "વારૂ, અમે પણ તને નુકસાન નહિ કરીએ. ફક્ત તું મારા એ મહાન દુશ્મનનું ભજન છોડી દે." પ્રલ્હાદે કહ્યું "પિતાજી! એ મારાથી નહિ બને. મારા રૂવેરૂંવામાં વિષ્ણુનો વાસ છે. આ સાંભળી વળી રાજાને ઘણો ક્રોધ ચઢયો અને હુકમ કર્યો કે "જાઓ! અલ્યા! એનો અંધારા કેદખાનામાં પૂરી દો." હુકમનો તરતજ અમલ થયો, અને પ્રલ્હાદને અંધારા કેદખાનામાં પૂરી દીધો.

"જોયું કુંજ! પ્રભુને એક ચિત્તથી ભજીએ તો

અવશ્ય તે આપણી વહારે ચઢી હરેક દુઃખમાંથી મુક્ત કરેજ કરે.”

કુંજ—“ખરૂં બાપુ! પ્રલ્હાદજીને કેવી સહાય કરી! હવે કાલે જોઇએ, કે કેદખાનામાં પ્રલ્હાદજીનું શું થાય છે?”

---

(૯)

ચમનરાય—જો, કુંજ! હવે સાંભળ. બીજે દિવસે સવારમાંજ રાજા પોતે કેદખાનામાં ગયો. પ્રલ્હાદજીને પ્રભુનું નામ મૂકી દેવા ફરી સમજાવવા લાગ્યો. પ્રલ્હાદ તો અડગજ રહ્યા. ત્યારે રાજાએ બીજો હુકમ કર્યો કે એને હાથીના પગ તળે છુંદાવી નાખો. રાજાનો મોટામાં મોટો હાથી બહાર આણવામાં આવ્યો. પ્રલ્હાદના હાથ-પગ બાંધવામાં આવ્યા અને એને હાથીના પગ નજીક મૂકવામાં આવ્યો. હાથીએ પોતાનો ભારે પગ ઉપાડયો, પણ જો,

“જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે?”

ભાઈ! હાથીનો પગ હવામાંજ અદ્ધર થઇ ગયો. તે પ્રાણીએ પ્રલ્હાદજીને પોતાની સુંઢમાં પકડી ઉંચા કરી પોતાની પીઠ ઉપર બેસાડી દીધા. આ દૃશ્ય જોઇ બધા મનમાં વિસ્મય પામી બોલવા લાગ્યા કે ખરેખર, પ્રલ્હાદ-જીની વિષ્ણુ ભગવાનજ સંભાળ લે છે. એક દૂત રાજા પાસે ગયો અને કહ્યું “હે! મહારાજ’ કુંવરને હાથી પણ

કંઈ કરી શકતો નથી." ત્યારે એને બાળી મૂકો એવો હુકમ નીકળ્યો. પાછા બિચારા પ્રલ્હાદજીને તો ભારે લોઢાની સાંકળોથી બાંધી જમીન ઉપર સુવાડયા. તેમના ઉપર લાકડાં ખડકયાં અને તેમાં અગ્નિ મૂકયો. તરતજ જબરા ભડકા નીકળવા માંડયા. પ્રલ્હાદની આસપાસ એ ભડકા ફરી વળ્યા. ભડકામાંથી મોટે સ્પષ્ટ અવાજે ભજન નીકળ્યું. "હે ભગવાન ! તું સમર્થ છું. દયાળુ છું. ત્રૈલોકયનો ધણી છું, હું તને મારા શુદ્ધ હૃદયથી ચાહું છું." વળી એક દૂત રાજા પાસે દોડી ગયો અને કહ્યું, "મહારાજ! પ્રલ્હાંદજીને અગ્નિ પણ બાળી શકયો નહિ." રાજાએ વળી હુકમ કર્યો કે ત્યારે એને સમુદ્રમાં ફેંકી દો."

કુંજ—બાપુ ! શું ભગવાન પણ પ્રલ્હાદની કસોટી કરે છે? ધન્ય છે એની ભક્તિને. આ વખતમાં બાપુ! આવા ભક્તો હશે ખરા ?

ચમનરાય—"ભાઇ ! કોઇ હોય પણ ખરા, બહુરત્ના વસુંધરા." ચાલ, હવે આગળ કાલે ચલાવીશું.

---

## ( ૧૦ )

ચમનરાય—"રામ રામ સબકોઇ કહે, ઠગ, ઠાકોર, ઓર ચોર,
બીના પ્રેમ રીઝે નહિ, નંદકો નંદકિશોર."

બેટા કુંજ ! રામ રામ તો બધા કહે છે, પણ પ્રભુ તરફ ખરો પ્રેમ હોય અને તેની ભક્તિ કરીએ તોજ પ્રભુ આપણા સર્વ દુઃખોનું નિવારણ કરે છે. પ્રલ્હાદ આ-

ટલી કસોટીમાંથી બચી ગયો એ એના પ્રભુ પ્રત્યેના શુદ્ધ પ્રેમને લીધેજ. હવે જો સમુદ્રમાં ફેંકી દેવાનો હુકમ થયો. હજારો લોકો સમુદ્રકિનારા ઉપર એકઠા થયા. પોતાના નાના કુંવર માટે તેઓ બધા દીલગીર દેખાતા. આ છેલ્લી વખતનાં એનાં દર્શન છે એમ એ માનતા સિપાઇઓ પ્રલ્હાદને કિનારા ઉપરની એક ઉંચી ટેકરી ઉપર લઈ ગયા. તેની નીચે પાણી ઘણું ઉંડું હતું. પહેલાંની માફક એના હાથપગ બાંધવામાં આવ્યા. પછી બે દૈત્યોએ એકે પગથી અને એકે માથાથી ઉંચો કર્યો. ત્રણ વખત એને આમ તેમ ઝુલાવી પાણીમાં ફેંકી દીધો. નીચે ગબડતો ગબડતો પ્રલ્હાદ પાણી સુધી પહોંચ્યો. ડૂબકી ખાધી. બધું શાંત થઈ ગયું. લોકોનો શ્વાસ અદ્ધર થઇ થયો, કેટલાક દીલગીર થઇ બોલી ઊઠયા, "ગયો બિચારો". બીજાઓએ પણ ઉદ્ગાર કાઢયા "હા આ વખત તો ન બચ્યો." એટલામાં કેટલાકે બૂમ પાડી "જુઓ, જુઓ એ ઉપર આવ્યો તરે છે! તરે છે!" વળી વિષ્ણુ ભગવાને એને બચાવ્યો. લોકોએ હર્ષનાદ કર્યો. પ્રલ્હાદ તો ભગવાનના ગુણગાનમાં મસ્તજ હતો. આથી કેટલાક મનુષ્ય તેમ કેટલાક દૈત્યો પણ રાજાનો ત્રાસ નહિ ગણકારતાં પ્રલ્હાદના હરીકીર્તનમાં સામેલ થયા. રાજા પાસે સંદેશો ગયો કે કુંવર તો સાગરમાં પણ ન ડૂબ્યો. રાજાએ વળી એને પાછો કેદખાનામાં લઈ જવા હુકમ કર્યો અને બોલ્યો કે "એને મારવા હવે બીજા કંઇ ઉપાયો ખોળવા પડશે." પોતાના વૃદ્ધ મંત્રીને રાજાએ બોલાવ્યો અને તેને કહેવા લાગ્યો," અરે પ્રધાન! મારૂં મગજ ગુમ થઇ ગયું. મારી રૈયત મારી

સામે થઈ છે. તેઓ મારા કટ્ટા શત્રુનાં કીર્તન કરે છે. આ બધા તોફાનનું મૂળ પેલો દુષ્ટ છોકરો છે. મને કહો કે હવે એને કેવી રીતે મારી નાખવો." પ્રધાને કહ્યું. "મહારાજ ! આપે તરવાર, હાથી, અગ્નિ, ને પાણીનો ઉપયોગ કરી જોયો. તરવાર એને કાપી શકી નહિ, હાથી એને છૂંદી શક્યો નહિ, અગ્નિ એને બાળી શક્યો નહિ, અને પાણી એને ડુબાવી શક્યું નહિ. હવે શું રહ્યું ? હવે તો સખતમાં સખત વિષપ્રયોગ અજમાવવો." રાજા બોલી ઊઠયો "હા, હા, બરાબર છે, એમજ કરો." એને મોટા અજગરનો દંશ કરાવી જોયો તે પણ ખાલી ગયો. પછી રાજાએ બીજા ઘણા ઉપાયો કર્યા પણ બધુંજ અફળ ગયું.

ચમનરાય—" જોયું ? કુંજ ! આ શુદ્ધ પ્રેમની ભક્તિનું ફળ. પ્રલ્હાદજીને મારી નાખવા એના બાપે આટલા આટલા ઉપાયો યોજ્યા, પણ શ્રી વિષ્ણુ ભગવાને એને તો બચાવ બચાવજ કર્યો "

કુંજ—" ખરૂં, બાપુ, હવે એનો બાપ શું કરશે ? "

ચમનરાય—" ચાલ, હવે સાંભળજે કે શું થાય છે. "

---

## ( ૧૧ )

ચમનરાય—કુંજ ! જો સાંભળ આજે આપણી વાત પુરી પણ થશે. પશ્ચિમમાં સૂર્યભગવાન અસ્ત થયા હતા. રાજા પોતાના મહેલમાં, પ્રધાનો, બીજા અમલદારો તથા પ્રહરિઓથી વીંટાઇ બેઠો હતો. તેણે પ્રલ્હાદને બોલાવી

લાવવા હુકમ કર્યો, તે પ્રમાણે એની આગળ પ્રલ્હાદને રજુ કર્યો. રાજાએ તેને પૂછ્યું "અલ્યા! છોકરા! મારા ભાઈનો વધ કરનાર સર્વત્ર રહેલો છે એમ તું જે કહે છે તે શું ખરૂં છે? પ્રલ્હાદજીએ કહ્યું "હા બાપુ એ બધે રહેલો છે." રાજાએ પૂછ્યું "અલ્યા! પેલા થાંભલામાં એ છે કે?" પ્રલ્હાદે કહ્યું ચોકસ, બાપુ! એ એમાં પણ છે." રાજાએ ખુશ થઈને હસીને કહ્યું "વાહ! વાહ! જો એમ હોય તો ઘણું સારૂં, ત્યારે તો આખરે મારા કબજામાં એ આવ્યો. હું એનો વધ કરી એના લોહીમાં નાહીશ અને મારા ભાઈનું વેર લઈશ." એમ કહી રાજાએ થાંભલાને તરવારનો ઝટકો લગાવ્યો. થાંભલો ફાટયો અને તેમાંથી એક વિકાળ સ્વરૂપ બહાર આવ્યું, તે ઈશ્વર જેવું નહિ. માણુસ જેવું નહિ, પશુ જેવું નહિ. પક્ષી જેવું પણ નહિ. તેના શરીરનો ઉપલો ભાગ સિંહના જેવો હતો નીચેનો ભાગ મનુષ્ય જેવો હતો. આંખો રાતીચોળ હતી. દાંત અને પંજાના નહોર તીણા હતા. આખા શરીર ઉપર વાળ હતા. અને ખરેખર ઘણો ભયંકર દેખાવ હતો. આ નૃસિંહે ગર્જના કરી કે કેટલાક લોકો તો બેભાન થઈ ગયા અને કેટલાક તો બીકથી નાંશીજ ગયા. હિરણ્યકશ્યપ આથી ડર્યો નહિ. તે નૃસિંહ તરફ પોતાની તરવાર ઉપાડી ધસી ગયો. માથા ઉપર એક જબરો ઝટકો માર્યો પણ તેથી નૃસિંહને કંઇ પણ ઇજા થઈ નહિ. એની પોતાની તરવારના ચુરેચુરા થઈ ગયા. નૃસિંહે પછી એક છલંગ મારી હિરણ્યકશ્યપને પકડયો અને મળેલા વરદાન પ્રમાણે સંધ્યા સમયે એ પગના ખોળામાં દબાવી પોતાના તીણા નહોર વતી

એની છાતી ચીરી નાંખી આંતરડાં ફાડી નાંખ્યાં પ્રલ્હાદજી આ પ્રભુનું દ્દશ્ય જોઇ પોકારી ઉઠયા "પ્રભુ! બચાવો મારા પિતાને પ્રભુ બચાવો." પણ રાજાનો પ્રાણ તો નીકળી ગયો હતો. નૃસિંહ ભગવાને પછી પ્રલ્હાદજીને કહ્યું તારો પિતા દુષ્ટ હતો અને તેથીજ મેં એને મારી નાખ્યો. છે. વહાલા પ્રલ્હાદ! તાર ભકિત જોઇ હું પ્રસન્ન થયો છું. તું કંઈક વરદાન માગ. હું તે આપીશ." પ્રલ્હાદજીએ કહ્યુ હે! પ્રભુ! મારૂ મગજ ગુંચવાઈ ગયું છે. હું આપના ભયંકર સ્વરૂપને જોઇને ગભરાઈ ગયો છું. મને એ ગમતું નથી." નૃસિંહ ભગવાને કહ્યું "હું ભયંકર છું, હું સુંદર પણ છું. મારાં અનેકરૂપ છે. હવે જો" એમ કહી નૃસિંહ સ્વરૂપ અદ્દશ્ય થઈ ગયું. અને તે ઠેકાણે ચતુર્ભુજ સ્વરૂપે શ્રી વિષ્ણુ ભગવાન ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ સહીત દેખાયા. માથાની આસપાસ સુંદર સફેદ તેજનાં કિરણો પ્રગટયાં. પ્રલ્હાદજીએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી કહ્યું "હે! પ્રભુ! આ સ્વરૂપ સુંદર છે અને હુ મારી શુદ્ધ નિષ્ટાથી આપને પગે પડું છું." એમ કહી નીચેની સ્તુતિ કરી

પ્રભુ! તેં જે કર્યું તેને મેં ગણ્યું મારા ભલા માટે,
પ્રભુ! તું જે કરૂં તેને, હું ગણું મારા ભલા માટે,
પ્રભુ! તું જે કરીશ તેને, હું ગણીશ મારા ભલા માટે,
કર્યું કરતો ને કરવાનો, એ બધું મારા ભલા માટે;"

"ભગવાને પ્રસન્ન થઈ ફરી કહ્યું માગ, માગ માગે તે આપું" પ્રલ્હાદજીએ પોતાના પિતાનાં પાપની ક્ષમા યાચના કરી અને તે પ્રભુએ ક્ષમા કર્યાં. તે ઉપરાંત બીજું એને પોતાને માટે માગી લેવા કહ્યું ત્યારે પ્રલ્હાદજીએ માગ્યું કે

પ્રભુ! મને હંમેશ તમારી ભક્તિ અને શરણુ આપજો. વિષ્ણુ ભગવાને તે પણ મંજુર કર્યું અને કહ્યું "તું તારા અંતકાળે વિષ્ણુલોકમાં આવીશ અને મારા સ્વરૂપને પામીશ. હવે તું તારા પિતાની ગાદીએ બેસી રાજ્ય કર." પ્રલ્હાદજી એ પ્રમાણે રાજા થયા અને ડાહ્યા મંત્રીઓની મદદથી રાજ્ય કરવા લાગ્યા, તમામ પ્રજા સુખી થઇ અને આખા રાજ્યમાં વિષ્ણુ ભક્તિ પ્રચલિત થઇ ગઇ

ચમનરાય—કુંજ! આ વાત આપણી આજે પુરી થઇ: એમાંથી તારે એટલીજ શિખામણ લેવાની કે પોતાના અભ્યાસ સાથે સત્ય અને સુનીતિને માર્ગે ચાલી ભગવાનને લક્ષમાં રાખી માબાપની સેવા કરવી. કુંજ—બાપુ! ખરૂં છે આખરે આટલું આટલું કષ્ટ વેઠતાં પ્રલ્હાદજી ભગવાનને ભુલ્યા નહિ અને છેવટે પોતે કેવા સુખી થયા? હું પણ એમજ વર્તિશ." ચમનરાય—તથાસ્તુ! બેટા!

जय श्रीकृष्ण । जय श्रीकृष्ण । जय श्रीकृष्ण ।



**બહાર પડયો છે! આજેજ મંગાવો બહાર પડયો છે!**

# હિન્દુસ્તાનનો ઈતિહાસ

લેખક: **મધુકુમાર એસ. દેસાઇ, બી. એ. એસ. ટી સી. ડી.**
હેડ માસ્તર, ડભોઈ હાઈસ્કુલ

આપે ઘણા ઇતિહાસ જોયા હશે પણ આ ઇતિહાસમાં નવીન જોશો. પ્રાથમીક શાળાના પાંચમા, છઠ્ઠા, અને સાતમા ધોરણના તથા અંગ્રેજી ધો. ૧–૨–૩ના વિધાર્થીઓને ઘણો ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડે એવો ઇતિહાસ બહાર પડયો છે. તો આજેજ મંગાવો.

ઇતિહાસનું જ્ઞાન આપવું એટલે બનાવોની હકીકતોનો બોજો વિદ્યાર્થીઓને શીરે લાદવો, અથવાતો સાલવારીના આંકડા ગોખાવવા એમ નથી: પરંતુ ભુતકાળના બનાવો અને વર્તમાન પ્રસંગોને લગતી બીનાનું એવું સંસ્કારી શિક્ષણ આપવું, કે વિધાર્થીઓની તુલના શક્તિ વિકાસ પામીને સથે સાથે સ્મરણશક્તિ ખીલે અને તેઓનું ચારિત્ર ઘણા ઉત્તમ પ્રકારનું અને આદર્શમય થાય. આ સ્તુત્ય હેતુ જળવાય એ માટે આ ઇતિહાસની રચના બાબત ખાસ લક્ષ રાખવામાં આવ્યું છે.

ઉપરાંત નકશા અને ચિત્રો સામેલ રાખીને વિષયો વધારે આકર્ષક રીતે નિરૂપણ કરવાની બાબતને પણ સ્થાન આપવામાં આવ્યું છે, તેમજ બ્રિટીશ રાજ્ય પદ્ધતિ અને રાજ્ય વ્યવસ્થા તથા રાજ્ય બંધારણ પણ દાખલ કરવામાં આવ્યું છે. આ ઇતિહાસમાં સુંદર વસ્તુ સંકલના, વાક્ય રચના, વિરામ ચિન્હો અને યોગ્ય ઉપયોગ અને જોડણીની શુદ્ધિ જાળવવા માટે વિશેષ કાળજી રાખવામાં આવી છે. કે જેમાં આજદીન સુધીમાં પ્રકટ થએલાં પુસ્તકો કરતાં નવીન ઢબનું તે કેટલેક અંશે વધુ ઉપયોગી જણાશે.

આમ છે તો નામ નોંધાવી પુસ્તક ખરીદો, અને તેમાંના જ્ઞાન માતે અનુસરો. દરેક જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

પ્રગટ કર્તા:
**ચંદુલાલ મણીલાલ પરીખ**
રાયખડ, ગાલાભાઈનુંમાન, અમદાવાદ

